કુટુમ્બોથી જરાયે ઉતરતા ગણાવી શકાય એમ નથી. ઉલટ પક્ષે બ્રાહ્મણ ન્યાતોના કેટલાક વિભાગને ગુજરાતમા તો વસતીના છેક ઉતરતા થર જોડે જ મુકવા પડે એ પણ જાણીતુ છે. વળી અનવરમીયાં, અર્જુન, અને ઋષિરાય જેવા ભક્તોનો પન્થ જેટલો ન્યારો તેટલો વિશિષ્ટ સસ્કારો વડે ઉજ્જ્વલ છે, અને ન્યાતવાર ગણતરી કરવા જતાં તેને ખોટી પાડવામા સંસ્કૃતિવૈવિધ્યે ટેકો આપે છે ગુજરાત કાઠિયાવાડની સસ્કૃતિ બહુતન્તુ પચરંગી અને અવ્યવસ્થિત છે. સિદ્ધરાજના સમયમા તો શુ ઔરંગઝેબના સમયમા પણ આપણી પ્રજામા પ્રધાન સુર ક્યા પ્રવર્તતા હશે તે કશુ જ અત્યારે આપણે જાણતા નથી અને કોઇ પણ ઐતિહાસિક કે સ્થૂલ લક્ષણો વડે પ્રજાનુ વર્ગીકરણ કરવામા આવે, તે આપણને બહુ માર્ગદર્શક નીવડે એમ લાગતું નથી તથાપિ આ પચાવન કવિઓનુ ન્યાતવાર વર્ગીકરણ કરી જોશો "દ્વિજેતર" કવિઓની સખ્યા વસતીના પ્રમાણમા છેક ન્હાની છે એ વિષે બે મતને અવકાશ જ નથી વર્તમાન સમયની ગુજરાતી સ્ત્રીઓ કવિતામા હજી પડઘા પાડવાથી કે માચિયાર ગોળી રચવાથી આગળ–સ્વતન્ત્ર સર્જકતા–લગી નથી ચડી, એ વિષે બે મતને અવકાશ જ નથી અને **સાહિત્ય તો આખી પ્રજાની વાણી,** એ અબાલાલ સાકરલાલ દેસાઇનુ અર્થઘન સૂત્ર જો માનનીય, તો ગુજરાતી કવિતામા હજી પ્રજામાના ઘણા સુર ભળતાજ નથી, એવા તારીજની સ્થૂલ સત્યતા સ્વીકારવી જ પડશે સક્રાન્તિકાલ જ ચાલ્યા કરે છે, એ મતનુ આ દૃષ્ટિએ પણ સમર્થન થાય છે. વસતીના નીચલા થરોમાથી સ્થાયી અને ઉચા સાહિત્યમા ખુરસી મેળવે એવા કવિઓ પાકવા જ જોઇએ અને આપણી કવિતાનુ ભવિષ્ય કેવુ લાગે છે, એ સવાલનો બીજો જવાબ આ, કે એમા નાગરો અને મ્હારા જેવા, રા રા ભાઈ ' વસન્ત વિનોદી ' કે ખબરદાર જેવા, સ્વ૦ કલાપી કે દામોદર જેવા, તેમ બીજા ( ન્યાતે નાગર નહી તોય કેળવણી આદિની પરિસ્થિતિમા " દ્વિજોત્તમ " ની હારના ) કવિઓનો ફાળો ઘટશે જોઇએ એ વર્ગની વ્યક્તિઓ પોતાની ગુણવત્તા ખોઇ નીચવે તમકકે આવી પડે એમ બિલકુલ નહી , નીચે તમકકેથી ઘણી વધારે વ્યક્તિઓ–સ્ત્રી પુરુષ બને–યોગ્યતા

મેળવી ખીલવીને મોખરે આવી જાય, બલ્કે લોકના મુખકાને જ પોતાની શક્તિ વડે ક ઈંદ ઉગવા આગળ ધપાવે એવી થાય, તેમ તેમ જ ગુજરાતી કવિતાનુ ભવિષ્ય સુધરતુ આવે. પ્રજાની સજીવનતા મહત્તા અને વિવિધતાની દૃઢ રેખાઓ કવિતામાં તો જ વધી શકે પરન્તુ આવો ફેરફાર ટૂંકી મુદતમા થઇ આવે એવા કશા ય ખાસ ચિહ્નો અત્યારે તો વર્તાતાં નથી. પ્રજાકીય કેળવણી-પ્રાથમિક, માધ્યમ, અને ઉચ્ચ—રાજ્ય અને પ્રજા બન્નેના પ્રયાસ વડે વધારે ગુણવત્તાવાળી બને અને પ્રજાના તમામ થરોમાં ઘણી વધારે ઝડપથી પ્રસરે, તેમ તેમ જ સાહિત્ય અને કવિતામાં આપણી પચરંગી પ્રજામાના થરે થરમાથી વિભૂતિઓ પ્રગટી સખ્યા અને વિવિધતામા પ્રવેશ પામતી જાય, અને કેળવણીની આવી પ્રગતિ કે તેના આવાં પરિણામ આપણને મળવા માટેના હજુ તો કેટલાયે દાયકા વહી જશે, નજાને.

અહી સગ્રહેલા પચાવન કવિઓમા ઈ ૧૯૦૦ થી ૧૯૧૧ લગીમાં જન્મેલા નવ જોવામા આવે છે.

ઇ ૧૯૦૧—ચદ્રવદન મ્હેતા, ચતુરભાઈ પટેલ
૧૯૦૨—ગજેન્દ્ર બુચ
૧૯૦૩—' સ્નેહરશ્મિ ';
૧૯૦૪—સુન્દરજી બેટાઇ,
૧૯૦૫—ઇન્દુલાલ ગાધી;
૧૯૦૭—મનસુખલાલ ઝવેરી,
૧૯૦૮—' સુન્દરમ્'
૧૯૧૧—કૃષ્ણલાલ શ્રીધરાણી.

ઈ ૧૯૦૨ મા જન્મેલા ગજેન્દ્ર બુચ તે સહ આ ૧૯૦૧-૧૯૧૧ લગીના દાયકાના બીજા કવિઓ પણ હશે, પણ જેમની ઉત્તમ કૃતિઓ મ્હારા જોવામા નથી આવી તેમને મ્હારી ગણતરીમા લઇ પણ કયાંથી શકું. એ ઝમાનાના કેટલાક હવે પછી કવિતા લખવા માંડે એમ પણ બને. આમ મ્હારી ગણતરીના પાયામાજ અપૂર્ણતાઓ છે તે સ્વીકારું છું. પણ ગણતરી માટેના સાધનો વધે તેમ તેમ પરિણામમા ફરક એક રૂપનો જ પડે.

એ પરિણામને વધારે વિશ્વસનીય અને વધારે આશાવન્ત બનાવવાનો. એથી ઉગ્રા પ્રકારનો ફરક ના જ પડે એવો આ વિષય છે, તે ઉપર ભાર દેવો અનુચિત નથી અને આ આઠ ઉપરથી યે હુ તો આપણી કવિતા ના ભવિષ્યને માટે આશાવન્ત છુ, કેમ કે એ પ્રત્યેકમા નહી તો એ સમૂહ-મા પ્રતિભા અત્યારે પણ નિર્વિવાદખીલી આવી છે વળી કોના કોનામા છે, અથવા કેટકેટલી છે, એવો અટકળોમા કોઇ પણ એક દ્રષ્ટા ભૂલ ખાઇ જાય એવો સમ્ભવ પણ ઓછો નથી, એટલે એ વિષે વાચકે પોતપોતાનો મત આઠે કવિની બને તેટલી કૃતિઓ જોઇને-જોના રહીને-સ્વતન્ત્રપણે અને ધીરે ધીરે બાધવાનો રસ્તો જ ઉત્તમ છે

ઇ ૧૯૦૦-૧૯૦૧ મા જન્મેલા અત્યારે ત્રીશ વર્ષના એથી મોટી ઉમ-રના, આ સગ્રહમાના ૫૫--૭૮=૨૭કવિઓ વિદ્યમાન છે, સૌથી વૃદ્ધ રા.રા. છોટાલાલ નરભે રામ ભટ અને ગ ના ડાહ્યાભાઇ દેરાસરીથી માડીને રા. રા. ર જિનલાલ, મેઘાણી અને રસિકલાલ લગીના અને આ સત્તાવીરમા બીજા ઓછામા ઓછા પાચ સાત અહીની વિચારણા માટે ઉમેરવા ઘટે, જો કે તેમ ના કોઇનો એક પણ નમૂનો અહી લઇ શકયો નથી, ( ૧ ) મ્હારી ચોપડી ન્હાની એટલે, સદ્‌ગત કવિઓમાથી વીશથી યે ઓછી સખ્યા તો છેક ઓછી પડી જાય એવી સમજે ( ૨ ) મ્હને જોઇનો ( છન્દ, શૈલી, વિષયમા ) ચોપડીની વિવિધતા વધારે એવો દાખલો ન મળવાથી મતલબ કે અત્યારે આપણા વિદ્યમાન કવિઓ ત્રીશ વર્ષ અને તેથી ન્હાની વયના આઠ દશ છે, તો મોટી વયના એથી ચારગણા છે જ અને ઉછરતા લેખકો માટે હું આશાવન્ત છુ, તો આ પાકા ઘડાઓ વિષે શુ હુ ઓછો આશા-વન્ત છુ ? શા માટે ? પણ અશુભ વર્તારો તેમ શુભ વર્તારો ભયે ઓછામા ઓછા તથાપિ લગભગ નક્કી જેવા લાગે એટલા ટકા રૂપે જ જાહેર કરવામા જોખમ ઓછું એમ દુન્યવી શાણપણ કાનમાં કહે છે, તેને જવાબદારીના ભાનવાળો માણસ ના જ અવગણે આપણા સૌથી જુવાન આઠ કવિઓની ટુકડીમા પ્રતિભાકિરણ મુદ્દલે ન હોત, તો તેમ ચોક્ખુ કહી દેતા હુ જરાયે ખચાત, એમ ગુજરાત મ્હારે વિષે માની શકે શું ? પાકી ઉમરના કેટલાકમાં

કલાદૃષ્ટિએ અન્ધારા કુવામાં સરી પડયા, તથા તેમાંથી સત્યપ્રાપ્તિ પછી જામના પામે છે તે શાન્ત વાતાવરણમાં પાછા આવી જ શકયા નહી. પણ આવા દાખલા અતિવિરલ. મનુષ્ય જીવનમાં જ કેટલીક અનિશ્ચિતતાઓ ઉંડી અને સનાતન છે એટલે આવા અપવાદ તો ગમે તેવા સ્થિરવૃત્તિ દેશ કાલમાં પણ કોઇક બને અહીં આપણે વિચારવાના છે સંક્રાન્તિકાલના ખાસ વાયુઓ, જે કેટલીકવાર એવા તો જોરથી વાયે છે, કે આખા સમ જને તળે ઉપર કરી નાખે છે. તેમાં પટકરણ કવિને તો તે ઘડીના છૂટા ભાગમાં ઉત્તરથી ઉંચકીને દક્ષિણમાં ઉસેટી દે એમાં શું આશ્ચર્ય ?

બીજા વિઘ્નની સામે તેમ ત્રીજાની સામે સાચી ઢાલ એક જ છે, જીવનની બીજી મુશ્કેલીઓ અને આપત્તિઓમાં માણસને જે જવાબ દે છે તે એટલે કે દૃઢ **ચારિત્રબલ.**

૧૮ અને પ્રતિભા સાથે ચારિત્રનો પાવક સુયોગ આપણા જુવાન અને નિવડેલા વિદ્યમાન કવિઓમાં જે પ્રમાણમાં સધાયો છે, સધાય છે અને સધાશે, તે જ પ્રમાણમાં ગુજરાતી કવિતાનું ભાવિષ્ય અહીં તોળી તોળીને આંકું છું તે કરતા વધારે ઉજ્જવલ નીવડશે પ્રતિભાનો લોકોત્તર વાંસળી પોતાની અમીઝરતી મધુરતા લવકાર્યા વગર રહી જ ન શકે એ રા. ગ જન્મસર કરે ગાયું છે, તે હું પણ અનુભવ અને શ્રધ્ધા સને નેત્રે જોઉં છું, બુધ્ધિ અને હૃદય બન્ને કરણે માનું છું આ પ્રવેશક એમની એ કડી ટાંકીને જ પુરો કરું છું.—

> " નિર્ઝરણી જન્માન્તરની :
> કેરણી તૂં કાલાન્તરની :
> અભિસરણી શી અન્તરની :
> અમિઝરણી શ્રી નટવરની :
> —ઝરવે ક્યાંથી વાંસલડી ! "

વડોદરા, ૨૧ ૧૦ ૧૯૩૦, મ ગ્ર વિ સ ૧૯૮૬ ૧૨ ૩૦.*

---

*વૃષની છેલ્લી તિથિએ કાવ્યભાવના ક્રમરુચિરે કથવા
સુખાદિ સમય તણી આ રચી બલિ સમૃદ્ધિ સવિવરણા.

---

વૃષ વિ. સં. ૧૯૮૬ નું વિશેષનામ; તેની દીવાળીને મંગળવારે રચી પૂરી કરી આ વિવરણ સહિત કવિતા સમૃદ્ધિ, બલિ નામે લેખકે, રુચિકર પદ્ધતિએ કાવ્યની સાચી ભાવના આલેખવા માટે રચેલી. કયા અરસાની કવિતાઓમાંથી ચુંટીને ? આ ચાલતા સુખારિ સમયના: સુખ=૮, અરિ=૬ સુખારિ=૮૬ (સીધો ક્રમ જ રાખ્યો છે): ૭૫ સંવત્સર લગીના આ છયાશી વર્ષના ગાળાની કવિતાઓમાંથી. વળી સુખારિ સુખી સુન્દર શોભન શાન્તાનન્દક વગેરેથી ઉલટો એવો સાહિત્યમાં સક્રાન્તિકાલ, જે દરમિયાન ગુજરાતી કવિઓની શક્તિઓ પૂરેપૂરી ખાલી શકી નથી, તે હાલની કવિતાઓમાંથી કરેલી આ સંકલના પુરી કરી. સુખારિનો અર્થ સાચાં સુખથી વિરુદ્ધ એવા જડ દુન્યવી સુખમાં માણસોને ધસડનારો એવો પણ થઈ શકે. અને સાદામાં સાદો અર્થ સુખ=શાન્તિ, જેના વિના કલા ખિલે જ આછી, તે જેમાં ઓછી

આ આર્યાછન્દનામાપ માટે જુવો વિવરણ ૫૮ મું. આ ૨૧૦૦ થી થોડી વધારે પંક્તિઓના સંગ્રહમાં આર્યા એક પણ નહીં; એ તો ઠીક ન લાગવાથી ચાર આર્યા ઉમેરી છે.—સંગીનકવિતા પ્રશસ્તિ (સંસ્કૃત સુભાષિત તરજમો) ૫૮ મા વિવરણને અન્તે; કવિતાપ્રશસ્તિ વિવરણને અન્તે (સંસ્કૃત સુભાષિતના ઉદ્‌ભવિત તરજુમો); સમૃદ્ધિને અન્તે; અને પ્રવેશકને અન્તે કર્તા, વિષય, વિષયપ્રદેશમર્યાદા, અને પૂરી કર્યાની તારીખ નોંધતી આ આર્યા.



## કવિતા લેખન માટે નિયમો

૧ વિવૃત ઉચ્ચારણ કવિતાલેખનમા પંક્તિનો લય† શુદ્ધ દર્શાવવો એ મુખ્ય, જોડણીશુદ્ધિ એ મુકાબલે ઉતરતી, બાબત છે આપણી ભાષામા એ ઓ સ્વરોના બે ભિન્ન ઉચ્ચારણ થાય છે સરખાવો—કોઇ કાગળો, કેતુ અને કેમ

આમાના પ્હેલા ઉચ્ચારણને લાગુ કે સવૃત કહિયે તો બીજુ પ્હોળુ કે વિવૃત કહેવાય આ બે માટે જુદા જુદા ચિહ્ન આપણે વાપરતા નથી અને નવુ ચિહ્ન ખરેખરી અને પૂરેપૂરી અને સૌના ધ્યાનમા તુર્ત બેસી જાય એવી અગત્યને માટે પણ જવાબદાર સુધારક તો અત્યત વિરલ દાખલામા જ ઉમેરવાને તૈયાર થાય, અને વળી દૃઢ મર્યાદાઓ બાધીને જ પોતે પણ વાપરે એ ઓના વિવૃત ( પ્હોળા ) ઉચ્ચારણ માટે અવળી માત્રા મે ગદ્યમા પ્રથમ સ્વ૦ નવલરામ કૃત 'ઇગ્રેજ લોકનો સક્ષિપ્ત ઇતિહાસ' ( ગુજરાત વ૰ ભડોળ કમિટિ માટે ) છાપ્યો, તેમા ( ઈ સ ૧૯૧૪મા ) માત્ર અગ્રેજી કે ફારસીમાથી આવેલા શબ્દો-મુખ્યત્વે વિશેષ નામો-માટે વાપરી અને આજે પણ ગદ્યમા અવળી માત્રા હુ તો

( ૧ ) એવા સ્થાનોમા, અને

( ૨ ) વાચકને ( ગોળ છે કે ગોળ એમ ) અર્થમા શકા પડવાનો

---

* અગ્રેજી કવિતાલેખનના ઇતિહાસમા લયને શુદ્ધ પ્રતિબિમ્બવામા કેટલી પ્રગતિ થઇ છે તેનો ખયાલ આવવાને જુઓ ટેનિસનથી માડીને છેલ્લા રાજકવિ બ્રિજિસ અને વિદ્યમાન રાજકવિ મેસ્ફીલ્ડની પોતપોતાની કવિતાની જોડણી અગ્રેજી કવિતાલેખનમા બ્રિજિસની પધ્ધતિ કાલક્રમે જતી સર્વસંમત બનશે એમ લાગે છે પરતુ આપણી ભાષાના ફેલાવને મુકાબલે અગ્રેજી જેવી આખી દુનિયામા ચાલતી ભાષાનો ફેલાવ જેટલો વધારે તેટલા આવશ્યક સુધારાને પણ સર્વસંમત બનતા વિલમ્બ લાગે જ

† પદ્યલય અને અવળી માત્રાને વળી સંબંધ જ શો એમ રા રા નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા પૂછે છે, અને લખે છે — નેન લખો કે નૅન લયમા તેથી શો ફેર પડવાનો ? મ્હારી અલ્પમતિમા કઇ નથી ઉતરતુ ' ( બુદ્ધિપ્રકાશ માસિક, જાન્યુવારી ૧૯૩૧, પૃ. ૨૭ )

ઉદાહ૦ કૃત્રિમ, અધીન, અતીન્દ્રિય, અતિથિ, અદ્ભુત, ભૂત, દ્વિતીય, અનિષ્ટ અનભીષ્ટ, અનાદિ, નિમિત્ત, અગ્નિ અનુકૂળ, અગ્નિ અગ્રણી એવા એવા અસંખ્ય તત્સમ શબ્દોને કવિતામા પણ શુદ્ધ જ લખવા એમાના કોઇનો લઘુ, કવિને પંક્તિમા ગુરુ વ ચારવો હોય તો ઉપર ગુરુસૂચક—ચિહ્ન કરવુ એમાના કોઇનો ગુરુ, કવિને પંક્તિમા લઘુ વ ચારવો હોય તો ઉપર લઘુસૂચક ચિહ્ન ⌣ કરવુ પરન્તુ દરેક કવિએ ધ્યાનમા રાખવુ જે આવી છૂટ ગુજરાતી કવિતામા ઘણી જ વ્યાપે છે અને વધતી જ જાય છે, તે જેમ બને તેમ ઓછી ઓછી જ વપરાતી કરી દેવી આવશ્યક છે ઉગતા કવિએ તત્સમ શબ્દોની જોડણી શુદ્ધ રાખીને જ પોતાની પંક્તિઓ રચવાની આદત પ્રથમથી જ પાડવી જોઇએ આ બાબતમા ઉગતા કવિને સ્વ૦ મણિશંકર રતનજી ભટ્ટને પગલે ચાલવાની ભલામણ કરુ છુ આજ સુધીમા થયેલા બીજા કોઇ પણ ગુજરાતી કવિએ તત્સમ શબ્દોની શુદ્ધિ કાન્તના જેટલી જાળવી નથી અને દરેક ઉગતા કવિએ તો પોતાની પંક્તિઓમા તત્સમ શબ્દોની શુદ્ધિ કાન્ત કરતા પણ વધારે રક્ષવાનો આગ્રહ રાખવો —ચિહ્નો પોતાની આખી ચોપડીમા પાંચદશ ઠેકાણે પણ તત્સમ શબ્દો ઉપર મૂકવા ન પડે એ મગાતી વેતુ અને તત્સમ સિવાયના શબ્દો ઉપર તો એ ચિહ્નો વાપરવા જ નહી, એ મ્હારા આ નિયમનો અર્થ છે, જે આગળ ચાલતા સમજાઇ જશે

આપણી ભાષામા ઘણા તત્સમ શબ્દોના પણ બે રૂપ ચાલે છે, એક શુદ્ધ તત્સમ બીજું વ્યંજન કે હ્રસ્વદીર્ઘમા—(કે બીજા અલ્પ ત વિરૂપ) —થોડાક જ ફેરવાળુ આ બીજા રૂપોને આપણે તદ્ભવ કહિયે છિયે સંસ્કૃત શબ્દ પ્રાકૃતમા ઉતરતા ફરી ગયો, અને આપણો આ ગુજરાતી શબ્દ આપણે સંસ્કૃતમાથી સીધો ન લેતા, વચ્ચેની પ્રાકૃત ભાષામાથી લીધો એ ઐતિહાસિક કારણથી જ બે રૂપ સાથે ચાલે છે જેમાના કેટલાક દાખલામા ગુજરાતીમા પ્રથમ પ્રાકૃત શબ્દ ઉતર્યો પછી પાછો મૂળ સંસ્કૃત, તો બીજામા એથી ઉલટા ક્રમનો ઇતિહાસ છે

હવે મ્હારી ભલામણ એ છે જે આવા જોડામાના અતત્સમ રૂપની

જોડણીમાં અને ઉચ્ચારણમાં ધ ઉ વિષે પ્રજા ચીકણી નથી, તો વિદ્વાનોએ પણ ચીકણા ન થવું; પોતાની સાક્ષરતાનો આ સ્થાને દેખાડો ન કરવો. અને કવિતાલેખનમાં તો પંક્તિનું માપ માગી લેતું હોય તે પ્રમાણે લઘુગુરુ લખી જ નાખવા.

°થી, °ની, °નું,—નૂં,° °ઉં—°ઊં (ઉદાહરણ મ્હારું—મ્હારૂં), એ પ્રત્યયો આપણાં વાક્યોમાં—ગદ્યમાં તેમ કવિતામાં—ડગલે ડગલે આવવાના જ. કવિતાલેખન માટે મ્હારી નમ્ર ભલામણ આ છે, કે આ પ્રત્યયોને, પંક્તિ લઘુ સ્વર માગે તે ઠેકાણે લઘુ લખવા, ગુરૂ માગે તે ઠેકાણે ગુરુ લખવા, અને કવિતાલેખનમાં બંને રીતને એક સરખી શુદ્ધ ગણવી. આવા પ્રત્યયો ઉપર પંક્તિનું માપ માગે ત્યાં —ચિહ્નો મુકવાનુ ચોખલિયાપણું વર્જવું. ગદ્યલેખનમાં, બેશક થિ કે નિ ના જ લખાય પરન્તુ તો પદ્યમા ય ના લખાય એ જોડણીશુદ્ધિના હિમાયતીઓની માગણીને ગણકારવી જ નહીં; કેમકે ગદ્યમાં પણ સર્વત્ર થી, ની જ લખિયે છિયે તથાપિ ઘણે ઠેકાણે પૂરુ દીર્ઘ ઉચ્ચારણ નથી જ કરતા, એ નિર્વિવાદ છે; અને પદ્યનો દેહ લખેલી લિપિમાં નથી ઉચ્ચારાતા અવાજેમા જ છે. તો ઉચ્ચારણ પ્રમાણે એટલે પંક્તિમાં કવિએ ગુરુ લઘુ ગોઠવ્યા હોય તે પ્રમાણે જ કવિતાલેખનમા આ પ્રત્યયોને લખવા. પંક્તિમાં કવિએ થિ ઉચ્ચારણ ગોઠવ્યું હોય તો તે માટે થી લખવું છાપવું નહીં: થિ ને જ થી જેટલું જ શુદ્ધ ગણી લઇને તે જ લખવું છાપવું અને ઉચ્ચારવું.

અને કરી, ખમી, અઈ, તુટી, નમી, વહી, એવાં ઇકારાન્ત રૂપો આપણી ભાષામાં ઘણાં આવે છે; વળી વળી, કહિ, ફરિ-ફરી, જેવા અવ્યયો, ખરી, મળી, જુનિ-જૂનિ-જુની-જૂની, તિણિ–તીણી–તિણી–તીણિ, જેવાં વિશેષણો, કળિ-કળી, જેવાં નામો, વગેરે વગેરે આપણી ભાષામાં અનેકાનેક છે. ટુંકામાં ઉપલા બે પેરામાં અતત્સમ શબ્દરૂપો અને પ્રત્યયો વિષે કહ્યું તે જ આ પેરામાં તમામ તદ્ભવ અને દેશ્ય શબ્દો અને તેમનાં રૂપો વિષે કહું છું. આ શબ્દોના ઉચ્ચારણમા આપણે ગુજરાતીઓ પ્રયત્નલાઘવનો કુદરતી નિયમ પાળતા વિકલ્પવાદીઓ છિયે. ઇ ઉ હ્રસ્વ કે દીર્ઘ

તથાપિ કવિએ ખરું માગવવાનું તો આ છે કે તત્સમ શબ્દો શુદ્ધ રાખીને જ એણે પોતાની પંક્તિઓ રચવી. ગુજરાતી કવિઓ જેમ જેમ આ ભલામણ વિશેષ પાળવાનો આગ્રહ રાખતા જશે, તેમ તેમ ᑌ – એ લઘુગુરુ-દર્શક ચિહ્નનો ગુજરાતી કવિતાના લેખન અને મુદ્રણમાંથી ઘટી જઇ છેક જ વિરલ થઇ જઇ, પૂરેપૂરો બહિષ્કાર પણ પામશે. અત્યારે તો એ ચિહ્નનો પાને પાને શું કડીએ કડીએ પણ અનેક જોવામા આવે છે, તે ગુજરાતી કવિઓની તત્સમ શબ્દો વિશે બેદરકારીનું, તેમ ગુજરાતી જોડણીકારોની એકસરખી જોડણી માટેની માગણી કેટલી તો અકુદરતી અને વધારે પડતી છે, તેનુજ માપ છે.

૩ બે અનુસ્વાર. આપણા ઉચ્ચારણમાં અનુસ્વાર પણ બે છે, પોચો અને દૃઢ. સરખાવો આંખ – અંશ, માં – મંદિર. ખરી રીતે અંક, અંજલિ, ખંડ, મંદિર, કંપ, એવા શબ્દોમા અનુસ્વાર માત્ર પ્રતિનિધિ છે. એ દરેક શબ્દમા બીજો વર્ણ જોડાક્ષર છે, અને તેના પ્હેલા અંશ, – અનુક્રમે ઙ્ ઞ્ ણ્ ન્ મ્ લખવા છાપવાની તસ્દી ટાળવાને જ અનુસ્વાર વાપરીને ચલાવી લઇયે (છીયે) કવિતાલેખનમા સ્વર ઉપરનો પોચો અનુસ્વાર, લઘુ સ્વરને ગુરુ ન બનાવવા હોય ત્યારે તથા ગુરુ સ્વર ઉપરનો પોચો અનુસ્વાર, બંનેને માટે ન્હાનું ચિહ્ન – અનુસ્વારનુ પરિચિત ચિહ્ન • – વાપરવુ. પણ લઘુ સ્વરને ગુરુ બનાવતા અનુસ્વારને માટે, તેમ દૃઢ અનુસ્વારને માટે મોટું મીંડું કે પોલું વર્તુલ ० વાપરવુ. આ ચિહ્ન નથી નવુ, નથી નવુ બનાવવુ પડે એવુ, નથી કોઇ પણ મુદ્રકને વાપરતા ન આવડે કે વખત લાગે એવુ. વાચકને પણ એ નવુ નથી અને આ બે ચિહ્ન યથાયોગ્ય વાપરવાનુ ધોરણ રાખે તો લઘુગુરુનો તફાવત નિઃશંક પ્રત્યક્ષ થઇ જાય છે; પોચા દૃઢનો ઉચ્ચારણભેદ પણ નિઃશંક પ્રત્યક્ષ થઇ જાય છે. કવિ જે પ્રમાણે ઇચ્છે છે તે પ્રમાણે જ વાચક પંક્તિને ઉચ્ચારી શકશે. અને કવિતા, લેખનને માટે આવશ્યક નથી, તથાપિ અહીં પ્રતિનિધિ અનુસ્વાર વિશે સૂચના પણ ઉમેરું છું જે અન્દર, અમ્બ, સમ્બન્ધ, સામ્પ્રત, ઇન્દ્ર જેવા શબ્દોમાં, અર્થાત્ જોડાક્ષરનો પ્રથમ અંશ ન્ કે મ્ હોય અને જોડાક્ષર ત્રણ અંશનો હોય તથાપિ ત્રીજો ર્ હોઇ બીજાના કાના કે ગોળાઇમાં ભળી જઇ

છંદ, એવા લખાણમાં (કવિતામાં તેમ ગદ્યમાં) પણ અનુસ્વાર-પ્રતિનિધિ ન વાપરવાની રીત જ ઉત્તમ છે.

અહીં પ્હેલા વાક્યમાં લખ્યું છે કે જોડણીશુદ્ધિને ભોગે પણ લયનું શુદ્ધ પ્રતિબિમ્બ પાડે એવું કવિતાલેખન રાખવું. પરંતુ સૂક્ષ્મ વિચારક જોઈ શકશે કે નિયમ ૧ લા કે ૩ જામાં જોડણીશુદ્ધિનો ભોગ આપવાનો પ્રસંગ જ નથી. નેત ને નૅન લખવું, કોણ (ખૂણો) અને કોણ (જ્યાં જે હોય તે) લખવું, બીજે વર્ણે લઘુ ગણાવવા છછુંદર લખવું, પણ ગુરુ ગણાવવાને છછૂંદર કે છછુન્દર લખવું એમાં જોડણીની શુદ્ધિ અશુદ્ધિનો સવાલ આવતો જ નથી.† વળી બીજા નિયમ વિષે પણ કોઈને કહું કે તત્સમ શબ્દોને શુદ્ધ એટલે સંસ્કૃત ભાષામાં એ શબ્દોની નિશ્ચિત જોડણી પ્રમાણે જ લખવા — ગદ્ય અને કવિતા બન્નેમાં; પરન્તુ બીજા શબ્દોને પણ એક સરખા લખવા, એવી જોડણીસુધારકોની માગણીને હું વધારે પડતી ગણું છું, ગદ્ય લેખનને માટે પણ; અને કવિતાલેખનમાં તો પંક્તિના ગુરુ લઘુ માપ પ્રમાણે જ એ શબ્દોના વિકલ્પે ઉચ્ચારના ઇ ઉ સ્વરોનું લેખન રાખવું. પ્રત્યયો અવ્યયો વિભક્તિઓ અને ઇ ઉ આદિમાં કે અન્તે હોય એવા કેટલાક તદ્ભવ શબ્દોનું લેખન ગદ્યમાં એકસરખું રાખવાની માગણી થાય તે સમજી શકાય એવું છે. પરન્તુ તે માટે નિયમાવલિઓ બાંધવા અને તેના ઇતિહાસની ઘણી વધારે બાબ્ખોળ પછી જ થઈ શકશે એમ મ્હારૂં માનવું છે. અત્યારથી એવા નિયમો બાંધવામાં બહુ ઉતાવળ થતી મ્હને લાગે છે, તેથી એ શબ્દો રૂપો આદિના લેખન માટે ગદ્યમાં પણ હું તો વિકલ્પવાદી છું: હું પોતે બનતાં સુધી એકસરખી જોડણીવાળું લખું છું. તો પણ બીજા બીજી રીતે જોડણી કરે તેને "અશુદ્ધ!" નથી ગણતો. અને કવિતાલેખનમાં એ શબ્દોને પંક્તિના લઘુગુરુ માપ પ્રમાણે જ કવિઓએ લખવાછાપવાની ઉચિતપણું કહું છું.

† આમ તો કવિ સુન્દર શબ્દના પ્હેલા વર્ણને લઘુ ગણાવવા સુન્દર પણ લખે. એમાં ભય અગત્યનો છે. સુન્દર શબ્દ તત્સમ છે. વળી એને તદ્ભવ કરી નાખીને કવિ જો પંક્તિમાં સુંદર લખશે ને પંક્તિમાં છન્દનું માપ તૂટે છે એમ જ બધાય વાચક ગણશે.

**૪ કવિની છૂટ** ( poetic license પોયેટિક લાઇસેન્સ ). બહુ થોડી ભાષાઓ જાણુ છુ તેમા કવિઓ શબ્દોને લબાવવા ટુકાવવા મચડવા મરડવાની કેટલીક છૂટ લેવાનો હક્ક ભોગવે છે પરન્તુ આ છૂટ શીખાઉ કવિ શરુવાતમા–ભાષા અને છન્દ ઉપર હાથ જામે તે પ્હેલા વધારે પડતી જ લે છે, જેમ તેનો હાથ બેસી જાય તેમ તે ઓછી છૂટ લે છે એ જાણીતુ છે, અને ઉગતા કવિઓએ ધ્યાનમાં રાખવુ ઘટે -વિની લોકપ્રિયતા, પ્રતિષ્ઠા, કે અમરતાને અને આ છૂટને સમ્બન્ધ જ નથી પરન્તુ પઈ બેવર્ણી શબ્દ છે કે એકવર્ણી પૈ જ છે ? ખઈ ( ખૈ=ક્ષય ) ને પ્રાન્તિક ગણાય, પણ પાઈ જ શુદ્ધ શિષ્ટ રૂપ, પઈ પ્રાન્તિક, કાઇ ( કાંઇ ) શુદ્ધ અને શિષ્ટ પણ કઈ ( કૈં ) અશુદ્ધ, કે અશિષ્ટ,–એવુ ફરમાન શા આધારે વારુ ? કવિ પૈ કૈં વગેરે લખે તેનો " કવિનોચિત છૂટ " લેખે બચાવ શોધવાની જરૂર જોતો નથી. હા નહીં નહિ બેવર્ણી જ ગણો અને ન્હૈં ગદ્યમા ના જ વાપરો, તથા પદ્યમા કવિ વાપરે તો " કવિતોચિત છૂટ " જ ગણો, એ ઠીક સમજાય એવુ છે વધારે દાખલાની જરૂર નથી કવિતાને જેમ બને તેમ થોડી તથા સાચી પેડે મર્યાદિત છૂટનો તો હક્ક છે, એટલુ જ વક્તવ્ય છે

કવિતા છાપતા સામયિકોના તન્ત્રીઓ અને ચોપડીઓના પ્રકાશકો આ સાદા નિયમો સ્વીકારશે, તો વાચકોને કવિતાનુ વાચન યથાયોગ્ય કરવામા સુગમતા ઘણી વધશે કવિઓએ જાતે તો, કવિતા ઉચ્ચારણમા જ_વસે છે લેખનમા નહીં, એ સત્યને વળગી કવિતાલેખનને–આપણી લિપિની મગદૂર પ્રમાણે–ઉચ્ચારણનું જ પ્રતિબિમ્બ બનાવવાને ચીવટ રાખવી જ જોઇએ

છેવટ, આ ચાર નિયમની ભલામણ કવિતાલેખન માટે જ કરુ છું; છતા મ્હને એ નિયમો માટે પણ કોઇ જાતનો હઠાગ્રહ નથી કવિતાના ઉચ્ચારણને વળગવાનો સિધ્ધાન્ત સ્વીકારે તે જ જોડણી અને લેખન સર્વ સંમત થવા ઘટે, અને આ સિદ્ધાન્ત ઓછા કે વધારે સાદા નિયમો વડે પળાય એમ કોઈ બતાવી આપશે, તો આ નિયમો છોડી દઇને તે વધારે સારા નિયમો સ્વીકારવા હુ તૈયાર છુ

ગદ્યલેખનના પ્રદેશમા પણ એકસરખી જોડણી માટેનો મુમાર કેટલો તો અર્થહીન છે તે વસન્ત માસિકના ૧૯૮૫ના છેલ્લા બે અકમા પ્રકટ કરેલા બે

# આપણી કવિતાસમૃદ્ધિ

And I know not if, save in this, such gift be allowed to man,
That out of three sounds he frame, not a fourth sound, but a star.
Consider it well: each tone of our scale in itself is nought;
It is everywhere in the world—loud, soft, and all is said:
Give it to me to use! I mix it with two in my thought:
And there! Ye have heard and seen: consider and bow the head!

— R. Browning

Thy light alone—like mist o'er mountain driven,
Or music by the night-wind sent
Through strings of some still instrument,
Or moonlight on a midnight stream,
Gives grace and truth to Life's unquiet Dream
Love, Hope and Self-esteem, like clouds depart
And come, for some uncertain moments lent.
Man were immortal and omnipotent,
Didst Thou, unknown and awful as Thou art,
Keep with thy glorious train firm state within his heart

— Shelley

. . . . . . .

કરુણ અને કોમલ કવનો કે વીર ભમી વીરહાક,
ચેતનવન્તી તુજ વીણા ત્યાં તાર ન એક અવાક
—ત્હારો શુદ્ધ સનાતન પન્થ હો ! ત્હારો યુગ યુગ લે આદેશ !

—ગજેન્દ્ર બુચ

. . . . . . . .

ઓ માલણ રે ! ક્યાંક્યાં ફૂલ ખિલે ત્હારા બાગમાં ?
જગમાલણ રે ! ક્યાક્યા ભેદ દિયે તું પરાગના ?
ગુલાબ સુન્દર ક્યાં ખિલે ?
ચમ્પાપરમલ ક્યાં મિલે ?
મહને કહે ને કમલ ઝૂલે કો સલિલે — ઓ મા૦

— સ્નેહરશ્મિ

. . . . . . .

મ્હારા અન્તરમાં જ્યોત એક જાગી—સુહાગી કોઇ રશ્મિ ખિલો, ૨૦
જેના દીપ્તિથિ માયા દૂર ભાગી—સુભાગી કોઇ ૨૦ ૨૦

— શ્રી ઉપેન્દ્રાચાર્ય

# આપણી કવિતાસમૃદ્ધિ

## ૧ છોટાલાલ નરભેરામ ભટ્ટ—

### સ્તુતિમંગલ

રાધાશું શૃંગાર, અને હાસ્ય ગોપવૃન્દ સાથ,
ગોપીના વિયોગથી કરુણ ઉપજાવ્યો છે:
વીર કાલિનાગ સાથ, કંસ સાથ રૌદ્ર, અને
જરાસન્ધ થકી નાસી ભય સમજાવ્યો છે:
અઘદેહ ફાડીને બીભત્સ, તેમ અદ્ભુત
ગોવર્દ્ધન તોળી અને જગને જણાવ્યો છે:
પાંડવોને પાળી વત્સ, યાદવોને રોળી શાન્ત,
કૃષ્ણદેવે પૂર્ણ રસગ્રન્થ આ ભણાવ્યો છે! ૧

– મત્સ્ય છો કે વત્સ, અને કૂર્મ છો કે હાસ, છો
વરાહ કે બીભત્સ, કે નૃસિંહ કે ભય છો
વામન કે અદ્ભુત, કે પરશુરામ વીર,
– રામ કે કરુણ, કૃષ્ણ કે શૃંગારમય છો:
બુદ્ધ છો કે શાન્ત રસ, કલ્કિ છો કે રૌદ્ર રસ,
દેવ કેરા દેવ કે અખંડ રસમય છો:
કવિ છો કૃપાળ તમે, યોગીને અગમ્ય છો, કે
સર્વથા કવિજનોના રસના વિષય છો? ૨

## ૨ ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા—

### રસિકોને સૂક્ષ્મ સહચાર માટે નિમંત્રણ.

આવો આવો વ્હાલાં સાથે ઊડિયે
ભોગવવાને મધુરા સૂક્ષ્મ વિલાસ જોઃ
ઊંચાં ઊંચાં તેજોમય આકાશ છે,
ઊંચા ઊંચા આત્માના અભિલાષ જોઃ આવો૦ ૧

એકલવાયું ઉડવું મુજને ના ગમે,
ચાહે આત્મા રસિકોના સહકાર જોઃ
ઊણાં ઊણાં સુખ તે મુજને લાગતાં
સ્નેહી નહિ જ્યાં સાથે ભોગવનાર જોઃ આવો૦ ૨

મ્હારાં છો ને મ્હારાં રહેશો સર્વદા,
બાંધ્યા પ્રભુએ સૂક્ષ્મતન્તુસમ્બન્ધ જો'
વિધિનિર્મ્યાં સમ્બન્ધો કરવા સાર્થ એ
સંચરિયે સાથે આ વ્યોમ અનન્ત જોઃ આવો૦ ૩

## ૪ કેશવલાલ હર્ષદરાય ધ્રુવ—

### કવિ-ચકોરની લગની

કવણ રસિકતા જાણશે
હૃદય રસિકની ?
લગની કવણ પિછાણશે
હૃદય રસિકની ?
કહીં ઇન્દુ સુધાસિન્ધુ ગગનમંડલે,
કહીં રંક પંખિ જ્યોતિર્ઝંખિ ભૂતલે !

એ દિવ્ય જ્યોતિના ધ્યાને
એ અમૃત રસના પાને,
એ અમીટ મિટના તાને,
અતિદુર્ઘટ ઘટયોગ કવણ ઉર આણશે
સુભગ ભોગીનો ?
લય શુધિ કવણ પિછાણશે
નવલ યોગીનો ? ૨

હજી અતિઘોર ઘારણ વિષે
બન્યું નર્યું અચેત ચેતન દિસે,
તમોમય જ છેઃ
તહિં દીન રસવિહીન,
રજનિગુહામહિં લીન,
એ ચકોરકેરિ સમાધિ,
મિટ ઝીણિ રસભીનિ સાંધી,
ચકચકતા તારલિયા ચકિતનયન નાણશે
બન્ધુ ઇન્દુનાઃ
સાહૃદય સંગિ પ્રમાણશે
સુધાસિન્ધુના. ૩

હૃદયરસિકની તે જ રસિકતા જાણશે
રસિક હૃદયનાઃ
તન્મયતા તે માણશે
પ્રણયિ પ્રણયના. ૪

૪ કૃષ્ણપ્રસાદ ગિરિજાશંકર ભટ્ટ (નૂતનશ્રી)

કવિનું સમણું.

સમણું દૂરનું દૂર રહે એઃ
સમણા વાંસે હિવાનો બન્યો હું, એકલોહ ચકચૂરઃ સમણુંવ—ટેક.

આશા અન્તરમાં ઉભરાતી,
ભાવ રમે બુદ્ધી છલકાતી,
શબ્દમાળ કંઠે ગૂંથાતી,
તો ય ન આવે નૂરઃ  સમણું૦ ૧

રસપુષ્પોની સેજ બિછાવું,
ઉરહિન્ડોળે પ્રાણ ઝુલાવું,
આમંત્રણ ફરિફરિ દઇ આવું,
તો ય કરે છ અસૂરઃ  સમણું૦ ૨

ના'વે તો ય ન સુપ્તે થાયે,
દગસીમે ફરિફરિ ઝંખાયે,
કદિકદિ તો પગલી સંભળાયે,
જાણે આ આવે જરૂર  સમણું૦ ૩

આશ નિરાશથિ ઉર રહેંસાયે,
મન વ્યાકુલતામાં અકળાયે,
નૂતન શ્રી-કુંકુ રુધિર પમાયે.
તો સમણાંનાં પૂરઃ  સમણું૦ ૪

૫ હરગોવિન્દ પ્રેમશંકર કવિ—

કવિ અને જગત વચ્ચે વિરોધ.

સુણું ક્યાં પ્રેમનું ગાણું  મળે ક્યાં ઊરની મિજલસ ?
વહે ક્યાં ભાવ દિલતખ્તે ?  —બતાવી દે તું એ કિસમત ! ૧

વદી તું દે અરે ઓ આભ!  ખરૂં સારી જ તેં દીઠી,
દિઠી છે એવિ તેં દુનિયા  દિલે દિલ પૂર ઝીલે ક્યાં ? ૨
મળાવે ધબકને નાચે  અરે દરિયા! બધા કાંઠા,
દિઠું તેં કોઇ બંદર, ક્યાં  પિછાણે દિલ-તલપનું, દિલ ? ૩

ધરી ખુશ બો ફરે દિનરાત    સદાગતિ, બોલ એ કયાં કુંજ,
સલૂણાં ઊર ઉર સાથે    ગળે લાગે જ્યહાં સાચે? ૪

અભી વર્ષાવતી ચન્દા,    જવે છે ગુહ્યતમ ખૂણા,
કહે તેં એવું દીઠું ક્યાં    દિલે દિલ જ્યાં રમે ખુલ્લાં? ૫

નહીં ઇર્ષ્યા, નહીં તૃષ્ણા,    પ્રવૃત્તીના નહીં પાખંડ,
સુહાતાં હેત હૈયાનાં    મળે ક્યાં, કહે ગ્હને કિસમત? ૬

સરવમય જ્યાં બને એકેક    સરવમાં સર્વ ગળિ જાતાં,
જુદાઈ ના, નહીં શંકા,    જનો એવાં કયહાં, કિસમત? ૭

ખુદાઈ ઇશ્કનૂં ટીપૂં    પડયૂં ઉર તે વ્હલોવે ઉર,
અરે તારા અમર, બોલો,    હતૂં કો કાળમાં એવૂં? ૮

હશે એવૂં કયહાં આજે?    થશે 'વા એહવૂં ક્યારે?
—ન બોલે કો, ન જાણે કો,    પિછાણે કો ન ઊર્મી આ! ૯

અરે ઓ ઊર! તૂં એકલ    ખુદાઈ ઇશ્ક કેરી એ
ધરે આશા! ઝુરે એકલ!    –દિસે છે એ જ તુજ કિસમત! ૧૦

૬ દલપતરામ ડાહ્યાભાઈ—

બાપાની પીપર

વિચરીને વઢવાણથી    લિધો લીંબડી પન્થ,
વીતક વર્ણવતાં વધે    ગ્રીષ્મવર્ણન ગ્રન્થઃ—
ગ્રીષ્મવર્ણન ગ્રન્થ,—    પન્થમાં ન માર્યું પાણી,
તપ્યો પ્રલય સમ તાપ    રહી શિર રામ કહાણી;
દાખે દલપતરામ,—    રામનૂં રટણ કરીને
અતિશય કર્યાં ઉચાટ    વાટ મધ્યે વિચરીને. ૧

લગભગ આવી લીંબડી    દોડ ગાઉ પર દૂર,
ત્યાં તો ધોમ ધખ્યો ઘણો    ન રહ્યૂં તનમાં નૂર;
ન રહ્યૂં તનમાં નૂર    સૂરજે શરિર તપાવ્યૂં,
છાયો ન મળે છેક    એક પણ ઝાડ ન આવ્યૂં;

દાખે દલપતરામ, બડી જોતાં મન ભાવી
પીંપર બાપાતણી લીંબડી લગભગ આવી. ૨

બાપાની પીંપર બડી પૃથ્વી પર પ્રખ્યાત,
પ્રસિદ્ધ જેવો આગવડ, વિશ્વ વખાણે, વાતઃ
વિશ્વ વખાણે વાત, પીપળો પ્રભાસ પાસે,
કદમ્બ જમનાકુંજ, કલ્પતરુઓ કૈલાસે;
દાખે દલપતરામ, ઉપમા એ આખ્યાની
ભલે થઈ ભૂમહીં બડી પીંપર બાપાની. ૩

ત્યાં બેસીને ત્રણ ઘડી કવિએ કર્યો વિશ્રામ,
અતિ સુખ ઉપજ્યું તેથકી આશિષ દીધી આમઃ
આશિષ દીધી આમ, –નામ તુજ, નવ-જુગ, રહેજો!
તુજને વાવી તેહ લાખ સુખ સ્વર્ગે લેજો!
દાખે દલપતરામ પરમ પદમાં પેસીને
લેજો ઉત્તમ લ્હાવ બહૂ જુગ ત્યાં બેસીને. ૪

આંબા કરતાં અતિ ભલું દીસે ત્હારું દળ,
શેલડિ શા લીંબાળમાં આપે સાકર ગળિઃ
આપે સાકર ગળિ તાપ તનનો ન મટાડે;
સુરતરુ સ્વર્ગે વસે ન દેખે નર કોઇ દ્હાડેઃ
દાખે દલપતરામ, સરવ તરુના ગુણ સ્મરતાં
તુજમાં અમૃતતત્વ, અધિક તું આંબા કરતાં. ૫

પ્યારી પીંપર પદમણી શાન્તિ દાન દેનારી
ભૂપતિ વિક્રમરાજ સમ તું અતિશય ઉપકારીઃ
તું અતિશય ઉપકારિ ત્હારિ કીર્તી શું કહિયે,
જે ઉચરૂં તે અલ્પ, એમ અન્તર ધરિ રહિયે.
દાખે દલપતરામ, કોટિધા તું ગુણકારી,
રાખિશ ત્હારૂં નામ પૃથ્વિ પર, પીંપર પ્યારી! ૬

આપે ગામ ગરાસ કે દ્રવ્ય વસ્ત્ર દે દાન,
એમાંનું એકે નહીં શાન્તી દાન સમાનઃ

શાન્તીદાન સમાન જગતમાં કશું ન જાણું,
તે માટે હું ત્હને વિશેષે કરી વખાણું.
દાખે દલપતરામ, કષ્ટ કાયાનાં કાપે
દુનિયા મધ્યે દાન કહો એવું કો આપે ! ૭

જ્યાં સુધી આ જગતમાં મુજ કવિતા કહેવાય,
બાપાની પીંપર તણા ગુણ જગમાંહિ ગવાયઃ
ગુણ જગમાંહિ ગવાય, -પામજે બહુ પ્રખ્યાતી,
કીર્તી દેશવિદેશ મુલકમાં થાજે ખ્યાતી !
દાખે દલપતરામ, અરે સુખના અંબુધી !
જીવે તું જગમાંહિ જિવે કવિતા જ્યાંસૂધી. ૮

ઓગણિસેં ઊપર થયે વિક્રમ વરખે એક
વદ દશમી વૈશાખની વાસર શની વશેકઃ
વાસર શની વશેક પીંપરે તાપ ઉતાર્યો,
નિશ્ચલ રહેવા નામ આમ આ વિષયઉચાર્યોઃ
દાખે દલપતરામ ભલે જનમી આ ભૂ પર !
વિક્રમ વરસ ગણાય એક ઓગણિસેં ઊપર. ૯

૭ નર્મદાશંકર લાલશંકર—

કબીર વડ

ભુરો ભાસ્યો ઝાંખો દુરથિ,ધુમસે પ્હાડ સરખો,
નદી વચ્ચે ઊભો નિરભયપણે, એક સરખો;
દિસ્યો હાર્યો લોલ્લો હરિતણું હૃદે ધ્યાન ધરતો,
સવારે, એકાન્તેઃ કબિર વડ એ શોક હરતો. ૧

કદે દેખાવે એ અચરતિ જણાયે જગતમાં,
ખરે એ ઝ્હેરાનો અમરુર રહે દેશ નવ કાં ?
મનાયે સત્સંગે પવિતર કબીરાભગતમાં
પ્રતાની વૃદ્ધીએ નિત અમર કહેવાય નવ કાં ? ૨

જતાં પામે ઝાડી　　વડ ન હિ વડોનૂં વન ખરે,
મળે આડા ઊભા　　અતિનિકટ નીચે ઉપર જે,
વડો ઝાઝા તોયે　　મળુ ભળિ ગયે એક જિનતો,
વળી મન્ધાઓન　　અમથ જિવતૂ એક મુળ તો　　૩

ફુટી ડાળોમાંથી　　પ્રથમ તરુ ફેરી નિકળતા,
મુચે તેવા તન્તૂ　　વધિ જઇ નિચે જે લટકતા,
૧૬-જટાની શોભાથી　　અતિશ શરમાઈ શિન ઉઠયા,
જટાને મહેસી　　વડ તજિ ગિરીએ જઇ રહ્યા　　૪

જટા લાંબી લાંબી　　મુળ થડથિ થોડેક દુર જે
નિચે ભૂમી નાખે　　અટકિ પછિ પેસે મહિંજ તે,
મળી મૂળીયામાં　　ફરિ નિકળિ બારે તરુરૂપે,
થડો બાંધી મોટા　　ઘણુંક વડવાઈ કહિ રહે　　૫

વડો વચ્ચે વચ્ચે　　તરુ અવર આસોપાલવના
વડોથી ઊંચા છે,　　ખિચખિચ ભર્યાં પાનથિ ઘણાં,
ઘણા આંબા ભેગા,　　વળિ ઘણિક સીતાફળિ ઉગે,
ખિલ્તં બારો છેડો　　વડનિ વચમાં તે જઇ ઘુસે　　૬

ઉન્હાળાનો ભાનૂ　　અતિશ મથિ ભેદી નવ શકે
ઘટા ઊંચે એની,　　જન શિતળ છાયા સુખ લિયે
ખુલી બાજૂઓથી　　બહુ પવન આવી જમિનને
કરે ચોખ્ખી રૂડી,　　પછિ મિત થઈને ખુશિ કરે　　૭

ઘણા જન્તૂ પંખી　　અમથ સુખ પામે અહિં રહી,
ઘણા જાત્રાળુઓ　　અહિં ઉતરતા પુણ્ય સમજી,
ઘણા શીકારીઓ　　ગમત કરતા રૂહે બહુ અહીં,
હજારો લોકોને　　અડચણ સમાતા અહિં નહીં　　૮

ઘટા થાળા વીરે　　ધણિક ફરવાને ગનિ થઈ,
અખેવો બન્ધાઈ,　　રમણિય બહૂ એક બની,

નિરાંતે જેમાં તો ખુશિ થકિ રમે બાલલલના,
નિરાંતે જેમાં તો ખુશિ થકિ રહે જોગિ જપમાં. ૯
દિપે છાઈ જાડાં હરિત કુમળાં પત્ર કુમસાં,
વળી રાતા ટેટા શુગિ બહુ જિવો પેટ ભરતાં;
પડે બાજૂએથી બહુ ખુશનુમા રંગિ કિરણો,
નિચે ચળકે તડકે બરફ સરખાં હારુધિ પટો. ૧૦
ઠરી મ્હારી આંખો કબિર વડ તૂને નિરખિને,
ખરી પાપી બુદ્ધી, ખરિ જ રુદિ જાવા થઇ મ્હને.
વિશેષે શોભે છે ગભિર વડ, તૂંથી નરમદાઃ
કૃતાર્થી મોટો હું દરશન વડે હું નરમદા ૧૧

૮ દામોદર ખુશાલદાસ બોટાદકર—

શત્રુંજય

ભીંતિપેલા ઉરેથી જગત ભિંજવતો (સ્નેહભીના કવિ શો),
ભાનુના આગમાર્થે વન ગિરિ નગરો છાંટવા ચિત્ત ચ્હાતો,
મુક્તાના સ્વસ્તિકોથી તૃણ કુસુમ તરૂપત્રને પૂજનાર,
આછેરા અભ્ર જેવો દશ દિશ ધસતો એકલો આ તુષાર. ૧
તે મધ્યે આ હિમાદ્રિવિરહવિપદના શોકથી સ્તબ્ધ જેવો,
ઊંચી દૃષ્ટી કરીને જનકપથ ભણી ધ્યાનથી જોઇ રહેતો;
દેવો ને માનવોના મધુ મિલન તણા સ્થાન સંકેત જેવો,
દૈવી વૈમાનિકોના વિરતિભવન શો સિદ્ધ શૈલેશ ઊભો. ૨
દેખીને શષ્પ સ્વાદુ, સલિલ બહુલતા, વૃક્ષની વાડિઓ ને,
ઊતાર્યો સ્વર્ગમાંથી નિજ ગજપતિને વાસવે વ્યોમ વાટે;
તે તો સંતૃપ્તિ એવી–અચલ બનિ રહ્યો નન્દનાનન્દ છોડી!
હારીને ઇંદ્ર પાછો અમરપુર વિષે હા! ગયો આશ મૂકી! ૩
તો યે વીસારતાં એ ક્ષણ નવ વિસ્મરે આંગણે ઊછરેલો,
પાળેલો પૂર્ણ પ્રેમે, પ્રતિ સમરપથે વાહરૂપે વસેલો;

તેથી મૃષ્ટે પનોતું નગર નિરમિને દિવ્ય દેવાલયોનું,
દેવોના વૃન્દ સંગે સુરશચિપતિએ શું અહીં સ્થાન કીધું! ૪

ઓઢેલી ઝૂલ લીલી પદસરણિ તણી મધ્ય રાજે કિનારી,
ને ચારૂ ચાંતરાઓ પથિક વિરતિના શ્વેત ગુચ્છા સુહાગી;
ડોલન્તો મસ્ત વાયૂ શ્રમ સહજ હરી સ્પર્શથી શૈત્ય આપે,
ને ઉદ્યાન કેરી કુસુમસુરભિથી દોષ દૂરે હઠાવે. ૫

શીળૂં આ કુંડ કેરૂં સલિલ થિર બની શાન્ત એકાન્ત સેવે,
તેને ધીમે રહીને રવિકર રસિલા આપિ ઉષ્મા જગાવે;
ને પેલો વાયુ વેગે વ્યજન વિરચતો ઉષ્ણતાને ઉડાવે,
એ સ્પર્ધા જોઇ મીઠી હસિ હસિ હળવે વારિ નાચે વિનોદે. ૬

ઉંચે ઉંચે અહો આ સુચિતર શિખરો લોક બેને વિલોકે,
ધૂનવીને ધ્વજાઓ કનક કલશની કાન્તિથી ચિત્ત ચોરે;
ને ઘેરો દુર્ગ ઉંચો અડગ સુભટ શો શૈત્ય, સન્તાપ સ્હેતો,
રક્ષાર્થે રમ્યતાની અનિમિષ નયને એક પાદે ઉભેલો. ૭

આ પ્રાસાદો અનેરા કર દઇ કરમાં રાસ રંગે રચીને
ઉભા દેવાંગનાનાં રસિક હ્રદયનાં ઝીલવા ગાન હર્ષે;
ચિત્રોનું ને કલાનું વિવિધ હ્રદયના ભાવ ને વૃત્તિઓનું,
સૌંદર્યોનું, રસોનું, ઉચિત ખચિત આ સંગ્રહસ્થાન સાચું. ૮

ગન્ધદ્રવ્યો અમૂલાં કંઇ કંઇ કુસુમો શાન્તિ આપે સુવાસે,
ઘંટાના ઘોર ઘેરા ગગન ગજવતા, સ્પર્દ્ધતા સામસામે;
તો યે એકાન્તનું ને કવિહ્રદય તણી વીચિઓ વીંધવાનું
ભક્તિની ભવ્યતાનું અચલ વિરતિનું સ્થાન શોભે સદાનું. ૯

૯ ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ—

ગીરનાં જંગલ.

ઘોર અતીવંકી ધરતી ને વંકા પથરાયા બહુ પ્હાડ,
વિકટ અનેવંકા પગરસ્તા ગીચ ખિચોખિચ ઝાડ્યાં ઝાડ;
ઝરે ઝરણુ બહુ નીરતણાં —એ ગાજે જંગલ ગીર તણાં. ૧

ઉતાવળી ને ઉંડી નદિયૂં સઘન ઘટાથી છાઇ રહે,
કાળાંભમ્મર પાણી એનાં ધસતાં ધમધોકાર વહે:
ઝુકયા તરૂવર તીર તણા —જો૦ ૨

શિયાળ સસલાં સાબર હરણાં મનગમતી સૌ મોજ કરે,
વાઘ વરૂ ચિત્તા પારાધી શિકારિઓની ફોજ ફરે:
જીવનસાટાં શિર તણાં —જો૦ ૩

સિંહ સમા શુરવીર નરોની દુર્ગમ ધરતી શાખ પુરે,
ડુંગરની વિકરાળ કરાડૂં ઊભી મિત્રવિજોગ ઝુરે !
સ્મરી પિંગાણાં પીર તણાં —જો૦ ૪

અજબ ઝંજરી બજે ભયાનક પ્રચંડ ધોધપછાડ તણી,
ઝીલે તેના પડછન્દાઓ પ્રબળ અડીખમ પ્હાડ તણી:
ભીષણ સૂર સમીર તણા —જો૦ ૫

બહુ રંગી જન વ્યાઘ્રચર્મ શાં અંગ ધરી યોગી ગિરનાર
બહુ યુગથી બેઠો દૃઢ આસન, પ્રેમભર્યો કરતો સત્કાર
સાધૂ સન્ત ફકીર તણા. —જો૦ ૬

પુષ્પિત તરુ વનવેલ વસન્તે નવપલ્લવ ઘેઘૂર બને,
કુંદ ખાખરા ખિલે કેસુડે મધુકર ગુંજન છાય વને,
કલરવ કોકિલ કીરતણા —જો૦ ૭

સ્વતંત્રતા ને સ્વાભાવિકતા સુન્દરતા સહ રાસ રમે,
ડુંગર ડુંગર દેવ વસે, ને વિરાગિઓ અલમસ્ત ભમે
વિસરી જતન શરીર તણાં: —જો૦ ૮

મોટી ગોળી સરખાં માથાં ઊપર સુન્દર ફૂંદાં શીંધ,
કુંજરનાં બચ્ચાંઓ જેવી ભેંસૂંની બહુ લઇને ધીંધ,
નેસ વસ્યા આહીર તણા: —જો૦ ૯

વર્ષાની ઘનઘટા ચઢે નભ, ડુંગર પર વિજળી ઝબુકે,
મેઘદુન્દુભી ગડે ગગનમાં મત્ત બની મોરા ટહુકે;
આડન કેસરિ વીર તણાં: —જો૦ ૧૦

૦ ગજેન્દ્ર ગુલાબરાય બુચ—

## ગિરનારની યાત્રા.

તેજમાં કંઇ મેઘ સમો રમે નજર માંહિ જોઈ દિનરાત મેં;
હું ઊભો પદછન્દ પહાડ એ નમન હો ગરવા ગિરનારને! ૧

સ્વપ્નમાં સુન્દર આળખ્યો 'તો ને મોહમાં મેરુ સમો ગણ્યો 'તો;
અપ્સરાક્રીડન શૈલ ક્યાં, ને આ આભને યે ભરતો ગિરિ ક્યાં! ૨

પીલિકાના ગણ જેમ જાય, અનન્ત લોકો ઉરમાં સમાય;
રાસ ભેદે પદ, ઊર્ધ્વમૂર્ધા,—વિરાટના દર્શન આજ કીધાં. ૩

પ્રકૃતિતાંડવરાસ આંહીં, જો માનવીના ઇતિહાસ આંહીં;
પત્થરે પત્થર પ્રાણવન્તો, આ એક સાક્ષી યુગ કૈં સ્મરન્તો. ૪

આંખ થકી ઉતરી ગયાં, અમર દર્શન આજ સહુને થયાં;
કુ મળો, ચડતાં ક્યમ ક્ષોભ આ? જિવન શું મુજથી જિરવાય ના? ૫

મર શું કંઇ કાળ રટયા છતાં વિરલ યોગ થતાં મન થઝબતાં?
ઐક ક્ષોભ; હવે ખમવું નહીં: ગિરિ ઉંલેઃ જઇને શમવું તહીં; ૬

ડે જોઈશ હવે ભર મોદમાં, શમિશ હું મુજ માતનિ ગોદમાં;
ન સાદ હવે શ્રવણે પડયા, પરમ ઉન્નત પન્થ સહુને જડયા ૭

ોલતાં પંખિ સહુને વધાવે, ને વાદળીઓ મુજ સંગ આવે;
પુણ્ય આવે પળ આ ફરીને, ચડું હવે ફાળ ભરી ભરીને. ૮

ક ઘડી ઘન ધુમ્મસ ઘેરતાં, ઘડિકમાં ગિરિ શૃંગ ગળી જતાં;
ડતાં ઘનઘોર ઊંડાણ જ્યાં, ક્યમ ઉભાય અગાધ જ આભમાં? ૯

વનિથી કદિ ઉચ્ચ ભૂમિ કો? નજર આવરતાં ઘન ધુમ્મસો;
રેક આંખિ થતી નહીં થતી, તુરત ત્યાં સ્મૃતિ માત્ર રહે જતી. ૧૦

ઐક આવરણે નવ હું ડરું, તિમિર પાર જવા ડગ મેં ભર્યું;
ડેકમાં ઉગરો રવિરાજ જ્યાં તિમિર અંતરગે મુજ પન્થનાં. ૧૧

ના, ના, હશે સ્વાગત આ ઝિરીનાં, છંટાય જોને મુજ પન્થ જ્યાં ત્યાં
ને પન્થ થાક્યો ગણિ પાહવ્યા ના શું સ્નાન આ અદ્ભુત સિંચનોનાં! ૧૨

સદાવ્રતો સ્વાગતના નિસર્ગે એ મંત્ર મૂક્યો ગિરનારશૃંગેઃ
ને કૈંક સન્તો મત એ ઝિલીને યાત્રાળુને સ્વાગતથી નિમંત્રે. ૧૩

અધવચ્ચે શિર ઊપર આ ઉભો ખડક ભૈરવનો ભય પ્રેરતોઃ
તહિં ચઢી પડતૂં મુકતાં મળે નૃપતિનૂં પદઃ ભાવના ફળે. ૧૪

પ્રકૃતિ પૂજનમાં પણ વાસનાઃ મનુજને ઉદવા અવકાશ ના.
પતન પામરતા ક્યમ લે વરી? પ્રભુ પ્રભુ! જનતા જડ કાં કરી? ૧૫

નૃપતિના પદની પરવા નથીઃ ફરિ ફરી તપ આદરવાં નથીઃ
નૃપતિ યે અંહિં આખર આવિયા, —અમર ભર્તૃહરી તણિ આ ગુહા. ૧૬

ચડિ ગયો મુજ ધૂન મહીં કહીં, ફરફરતી ધ્વજ કોટનિ જો રહી,
ભવનથી ભરચક્ક કોટ એ, નગર જો ગિરનાર તણું દિસે. ૧૭

અખૂટ લક્ષ્મી, સઘળે સમૃદ્ધિ, ને શિલ્પિઓની બહુ સૂક્ષ્મ બુદ્ધિઃ
એ જૈન કેરાં ઘન મંદિરો આ, ચાલો અહીં ચૅન રહને પડે ના. ૧૮

આ ખંડિયેરો કંઇ કાળજૂનાં, આજે પડ્યાં એ પણ સાવ સૂનાંઃ
શૂં પત્થરોમાં પગલાં પડે ના? —આ મ્હેલ તો રાણકદેવડીના! ૧૯

એ અપ્સરા આભથિ ઊતરીને વાસો વસી શૂં ગિરિના ઉછંગે?
શૂં વ્યોમને વીંધતિ વીજળી એ? ઉભી હશે રાણક આ અટારિએ? ૨૦

સૌન્દર્ય ને શૌર્ય મહાસતીનાં સ્મરી સ્મરીને ઉર નેહભીનાં;
ડુંકે ઉરાટે ગિરનાર એવી સૌરાષ્ટ્રની રાણક એક દેવી. ૨૧

નમું તને, નમું, પ્રાણ પ્રેરજે, કઠણ આગળ તણા ચઢાણ છેઃ
નવ હવે પળ એક ગાળવી, ક્ષણ મહીં મુજ માત ભાળવી. ૨૨

ઉતરતી અંહિંથી વનવાટ આ, વિકટ પ્હાડ, બધે ઘન શી ઘટાઃ
કંહિં કંહીં વનવાનર કૂદતા, કંહિં મૃગેન્દ્ર બખોલ ભરી પડ્યા. ૨૩

ગહન મોહક સુન્દર પન્થ એ, પથિકને પગલે પગલે દમે;
પ્રકૃતિપૂજનમાં ઢળવૂં નહીં, કઠણ ધ્યેય, વને વળવૂં નહીં. ૨૪

કુદિ જઈશ વ્યોમ કો કવિકલ્પના, પગ દઈ જઈ આભ અગાસિમાં:
ચરણમાં તુજ મસ્તક આ ઢળે, શરણ, મા—મુજ જીવન આ ફળે! ૨૫

દિઙ્મૂઢ ઊભો, ઉર આ ભરાય; અઝબાર ત્હારા નહિ જીરવાય;
મા, ચિત્ત આ શાન્ત જરી થવા દેઃ મા, ગંખિ ત્હારે જરિ ઝંપવા દે ૨૬

છું ગંખિમાં કે ઉડતો હવામાં? શાં ચિત્ર દોર્યાં મુજ આંખ સામાં!
રહણે ગિરીના ફલકે પડયો જો શું કોતર્યો કોટ બહુ રુપાળો!

ને ઊઘડયાં નેત્ર રહણે ગિરીનાં, એ તો ભર્યાં નિર્મલનીર ચશ્માં.
દેખાય ના શું મુજ બિમ્બ એમાં? આ કાંકરી શું પડશે નહીં ત્યાં? ૨૮

જો શ્હેરની સુન્દર છાંટ છાંટી રસાળ આ સોરઠની સપાટી;
ત્યાં સાપ જેવી સરતી સરીતા, ને નીર જો સાગરનાં ઝગે ત્યાં. ૨૯

નજર આમ જરી વળતી ત્યહાં કઈક ઉન્નત શૃંગ હજી ઊભા;
સરલ સૌમ્ય નથી પ્રદેશ એ, વિકટ એ અવધૂત પન્થ છે. ૩૦

ગુરુ મછન્દર વંચિત ભેખથી જગવિયા જઈને અહાલેકથી;
અડગ યોગિ તપ્યા તપ, એ અહીં ગગનમાં ટુક ગોરખની રહી. ૩૧

અહિં કમંડલ, જાગતિ આ ધુણી, વસમિ જો ગુરુ દત્ત તણી અણી;
તહિં રહી ટુક કારમિ ટોળકાઃ ભીષણ ભવ્ય શિરો ગિરનારનાં. ૩૨

ઝળહળે નભ જો રવિ ડૂબતાં ધણધણે ગિરિ, ઘંટ બધે થતા;
ત્રિલિશ ઝાલરના ઝણકાર, મા: ઝણઝણે મુજ જીવનતાર, મા. ૩૩

મા, કંઠ મ્હારો અહિયાં રુંધાય; મા, આરતી ના મુજથી ગવાય;
મા, આંખમાં અમૃત ઊભરાય, મા, ઝાંખિએ શું મુજને ન થાય! ૩૪

મા, દર્શને હું તુજ દ્વાર આવ્યો, મા, ભાન ભૂલ્યો ભવમાં ભમાવ્યો;
મા, બન્ધ ક્યારે છુટશે, મ્હને કહે! મા, પાંખ ક્યારે ફુટશે, મ્હને કહે! ૩૫

મા, દૈત્ય જેવાં દુરિતો દમે જ્યાં, મા, પૂરજે પ્રાણ સદા મ્હને ત્યાંઃ
મા, બાળ ત્હારો બળ યાચતો આ, તું આદ્યશક્તી, જગની જનેતા! ૩૬

સરસ્વતી ના, સ્તુતિ શી કરું હું? મા, અલ્પ આ જીવનને ધરું હું:
અબોલ એ અર્ઘ્ય ત્હને ધરીને નમું, નમું, માત, ફરી ફરીને. ૩૭

ઉતરવાં બહુ સ્હેલ સદા હશે, ઉતરવા અહિંથી પગ ના ખસેઃ
ગગનચુમ્બિત આ ગિરનાર ક્યાં?–અરિ પડૂં ફરિને કયમ ભોમમાં? ૩૮

## ૧૧ ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી—

### વૃષ્ટિ પછી કુદરતનું સૌંદર્ય

જો! જો! જો! આ ત્રુટી પડ્યો શોં મેઘ જોરથી,
નભકટિપરથી પ્રસારિ લાંબા ધારા–કરને,
ધરતીને ઝટ બાઝી પડવા!
અહો પવન પણ
વચમાં આવી સુ સુ સુ સુ કરતો ઝટ ઝાપટી
ગભરાવી લઇ લેઇ બાથમાં ધારાપટને
શોં આ દોડે હા હા હા હા કરિને હસતો
ઉચ્ચ સ્વરથી! અરે, મુકી આ પાછો દેઈ
તેને ચાહ્યો અવર દિશામાં માતરિશ્વ, ને
મન્દ ઝાપટૂં પડી ગયૂં, તે રુમઝુમ રુમઝુમ
રુમઝુમ કરતૂં, થાકિ હાંફતૂં હળવે હળવે
પાછૂં પડિ એ જાય ભૂમિભણિ.

### જિવતો રૂહેજે

જિવતો રૂહેજે અગણિત વર્ષો વિષે તું રસધર!
સ્નેહગર્ભ તૂં ત્હારી પેઠે, જો ને, આજે
ભુવન સર્વ છે; અમી દૃષ્ટિ તે ઉપર કરી તૂં
રાચ! રાચ રતિ સજિ રે!
વિશ્વમાં રાત્ત ઘણી હજિ રે!
પડી રહ્યો એ મેઘ એટલે શાં ખેચરનાં
ટોળેટોળાં સ્વતંત્ર થાતાં સ્વસ્મુખ ફેરા.

અંક વિષે કૃતિ કલ્લોલથી કોલાહલ કરતાં
આવે પાછા ! હર્ષપ્રમત્ત બનીને આવે,
એકબિજાને અંટીવાળે, ઉડે ઉપર ને
નીચે પાછાં ! ચક્રગતિ કૃતિ રાસ રમી, ગિત
ગાઇ મનોહર, આણિ મુક્યું વૃન્દાવન આજે
વિષ્ણુપદમાં શૂં આ પાછું !
અહો, હ્મણે પણ
જો ને અધિક જ કૌતુકકર્વિ થાય શું પેલું ?
સ્નેહ સ્વર્ણરૂપ-કૃષ્ણમુકુટ-શિખિકલાપ કેરી
કમાન સુન્દર ! આછી આછી દિવનદીપ સમ
પ્રથમ ભાસતી !
વધ્યો જ પ્રકાશ ! વધ્યા વળિ રંગ !
વિલાસિ બન્યા રતિમૂઢ કરાકર સૂર્ય તણા
જલદોદરમાં મન્હરી નવ રૂપ ગ્રહે અતિસુન્દર
નામ કહે જગ 'અરુણદચાપ', ત્હને પણ લાગતિ
સ્નેહકમાન વિંટી મહ ભૂમિ અને નભને
લઇ લેતિ સ્વગોળવિષે જયિની
મન, જો ! મન, જો !
રતિ રંગ કરે ઇતરેતર શૂં ખરું આજ નહું
નિલ, લાલ, પિળો, વળિ ચાર બિજા, રમિ એકબિજા
તણિ સાથ રહ્યા, કર-અશ્વ ઉપર રવિ ભમિ ફરે
સુખ મસ્ત ધરે હય, તે જ ! તું તે મન, જો ! મન, જો !
ફરિ જો ! ફરિ જો !
પણ એ ભળિ ગૈ નિજ મૂલ વિષે
રતિ માડ ધરી —પ્રભુસ્નેહતણી અકળીત લિલા
મન તેં પરખી, નિરખી પરખી
વિધ ! લીધ રતિ સજિ રે !
વિશ્વમા રતિ ઘણી હજિ રે ! ૨

## ૧૨ ત્રિભુવન પ્રેમશંકર—

### રમઝટ

અંબર ગર્જે રે અંબર ગર્જે: સ્નેહ સૃષ્ટિની માંહ્ય:
વીજ ચમકે રે વીજ ચમકે: મીઠા મેહુલાની માંહ્ય: વીજ૦ ટેક.

રસથી વ્યોમ ભરાય, મીઠો મેહુલો છવાય,
અભ્ર અભ્ર અંગ અંગ જામે આનન્દ અભંગ,
દિગ દિગન્ત બધા ય શાન્ત પ્રસન્ન દેખાય,
અંગ મ્હારાં રે અંગ મ્હારાં ઝુકે પ્રસન્નતા માંહ્ય: વીજ૦ ૧

ઉભી જોડજોડ એક, લાગી રમવાની લેહ,
કુહકી ફરે કૈં બાળ, ચૂમતી કંઇક ગાલ,
કંઇ હસી તાળી દેતી, કંઇ કર્ણ ગુંજ કહેતી:
એની ગુંજે રે એની ગુંજે ઉરે મસ્તી રેડાય: વીજ૦ ૨

અવિચ્છિન્ન આ શી ગમ, જામે અભ્રનો વિલાસ,
કૃષ્ણ મૂરતી શી એક વાજે મોરલી આલેક,
આસપાસ અભ્રનાર થંભી જાતી મંજુબાલ:
ઉર થંભે રે ઉર થંભે કૃષ્ણ મોરલીની મ્હાંય: વીજ૦ ૩

થંભે ઉદધિનું અંગ, થંભે સરિતા તરંગ,
ઝાડપાનશૈલશૃંગ થંભે ઉર્વી અંગ અંગ,
જડ ચેતનાંતરીક્ષ દશે થંભી જાતી દીશ:
ઉર થંભે રે ઉર થંભે, હવે ધૂન ના સમાય: વીજ૦ ૪
મેઘ આભે ગરજન્ત, ઘોષ અવની ઝીલન્ત,
અનિલ લ્હરી અનન્ત અનન્તોદધિ ઝીલન્ત,
ઊઠે ગર્જી ઝાડપાન સરિત્સરવર ચોગાન:
ઉર ગર્જે રે ઉર ગર્જે, ઊડે આનન્દની માંહ્ય: વીજ૦ ૫

આભે વાદળાં રમન્ત, કેકા નૃત્ય ભૂ કરન્ત,
સિન્ધુ મોજ હારોહાર કરે નૃત્ય બેશુમાર,

મરૂનૃત્ય મીઠું ક્હાય, નૃત્યે નદી સરી જાય,
અન્તર્ મ્હારૂં રે અન્તર્ મ્હારું જામે નર્તનની માંહ્યઃ વીણા૦ ૬

વૃક્ષ વૃક્ષ ડાળ ડાળ મળે પર્ણ પર્ણ ફાળ,
ચંચુ ચંચુ પાંખ પાંખ ખગ ભેટે આંખે આંખ,
સરવર ઊર્મિલ્હેર ભળે ગળે ર્‌હેર ર્‌હેર,
ઊડે ઊરે રે ઊડે ઊરે ઊર્મિ ઊર્મિ ભળી જાયઃ વીણા૦ ૭

વ્યોમ અખિલે છવાય મેઘ એકતાર થાય,
દિશા સર્વ રસરૂપ જ્યાં જ્યાં જોઉં ત્યાં અનૂપ,
શાન્ત ભવ્ય રસ માંહ્ય વાયુવેગ સૌ સમાય,
ઊર્ વેગો રે ઊર વેગો જોતાં જોતાં સ્થિર થાયઃ વીણા૦ ૮

જોઉં પર્વતની માળ, શીતળ શાંતિભાવ,
જોઉં સરવર સરિત, જોઉં સિન્ધુ એક ચિત્ત,
જોઉં વૃક્ષવેલ ફૂલ શાન્તિ જામી છે અતૂલ,
ઉર મ્હારૂં રે ઊર મ્હારું શાન્તિ માંહ્ય જામી જાયઃ વીણા૦ ૯

૧૩ બેહરામજી મેહરવાનજી મલબારી—

અદ્‌ભુત મિત્રભાવ

કેમ અને ક્યારે મળ્યું મન ત્હારું મ્હારી સાથ ?
દિલ સાથે દિલ મળ્યું ? હાથ મળ્યો હાથ શું ?
બેના એક ક્યારે અને કેમ બન્યા નેક મિત્ર ?
ત્હારામાં સમાવા પ્હેલાં મ્હારામાં સમાત તું ?
કોણથી ક્હાય એવો દૈવી એકતા સ્વભાવ ?
બેના એક થયા પ્હેલાં એકના બે સાત શું ?
હા, કશું અશક્ય નથી સર્વશક્તિમાન ! ત્હેને,
એકના બે કરી બતલાવે -જગતાત ' તું !
એક ધર્મ એક કર્મ એક અધિકાર બેને,
એક ઉદ્ધરનાર, તારનાર એક જોઉં છુંઃ

એક જ સંસાર, એક આચારવિચાર બેને,
એક અહંકાર,—ત્હારામાં હું મ્હારો ખોઉં છું;
આવેશ ઉદ્દેશ એક, વિશેષ કહું શું બીજું,
ઐક્ય-અવલોકનમાં ચિત્ત ચટ્ટ પ્રોઉં છું;
ઉમંગતરંગે ઉછળાઇ હું સમુદ્ર આંહિં
શાન્ત સુવદન તું શશી ઉપર મોહું છું. ૨

શી એ મિત્રતા જ ! જેમાં જોઇ ન જુદાઇ કાંઇ:
ભલી જ ભલાઇ ભાઇ ત્હારીથી તણાઉં છું;
ત્રાહિ ! ત્રાહિ ! જગતતવાઇથી પોકારતો હું
આવી ત્હારી શીતળ છાયા તળે ભરાઉં છું;
શાન્તિ શીખવી તું નિવૃત્તિએ મન શુદ્ધ કરે,
એ ત્હારા અપાર ઉપકાર નિત્ય ગાઉં છું;
મિત્રનું ચરિત્રચિત્ર અલ્પ આ ઉતારી અત્ર
ઐક્ય મિષથી તું બની પવિત્ર થાઉં છું. ૩

શા હું ત્હારા હૃદયવિસ્તારના વિચાર કરું,
કેમ વર્ણવું, વીરા, ગાઝભીર્ય મુખારવિન્દનું ?
કેમ અને ક્યારે ત્હારે મ્હારે પ્રીતિપાસો પડ્યો ?
—હું ગુર્જર ગુંજકર, તું કમલ સિંધનું !
ધન્ય મિત્રતા એ સગાભાઇથી સવાઇ એવી
દયારામ માંહિં દેખું દયા મધ્યબિન્દુ હું.
ના, ના, એ ભાટાઇથી ગુગાઇ કાં ભરાઇ જાય ?
ત્હારામાં શમ્યો હું, તો તું પોતે પણ હું જ છું. ૪

૧૪ રંજિતલાલ હરિલાલ પંડ્યા ( કારમલન )—

કોકિલને

સખિ, આમ્રમંજરી મહીં કહીં વિરાજતી
કહીં વિરાજતી, રસીકડી વિલાસતી. સખિ૦ ટેક.

છુપ્ત થઈને બેસતી પર્ણપુંજ મોઝાર
નીતમ વાઘ બજાવતી કરતી કુહુકુહુકાર:
ગાતિ ગાન મેનકા તપસ્વિવંચનાર્થ શું
ખોળું તે ય કોકિલા ન ભાળતો રતી! સખિ૰ ૧

તુજ મૃદુ સ્વરથી કાનનો લલિત ધરત શૃંગાર,
બોલાવું શા નામથી પ્રણયીઆત્માધાર?
મૃદુલ ગાનથી દિસે અનન્ય દિવ્યતા ભરી
બન્ચ ચિત્તદેશ કો અમી ઝરે સ્ફુરી: સખિ૰ ૨

રંગ વસંત મલાવતી ડીંચી આંબાડાળ
ઝૂલી ઝૂલી નર્તતી નિર્ગમતી નિજ કાળ:
જગના પટ કંઈ ખોલતા દિલના દ્વાર થકી
તુજ મંજુલ મંજુલ ગાન ઉડાવત ચિત્ત વીચિ સખિ૰ ૩

અમિવર્ષણ તુજ ગાનમાં લલિત સૌખ્ય રણકાર:
યામિની ઘનમાં તું કરે વિદ્યુત વત ચમકાર
ઊર અંબુધી તણી અનેરિ ચંદ્રિકાદ્યુતિ,
ગાન ગાય મધુ અહા સુમધુ ફરી ફરી! સખિ૰ ૪

ઉદ્ભવતા તુજ ટહુરવે હૃદયે અવનવ ભાવ
શી રીતે વર્ણવિ શકું નાજુક તીવ્ર ઉઠાવ!
સ્મૃતિઓ ઝુલતિ આત્મની અહો ફિ જાગતી
રમઇ ભૂલું દશા અનેરિ એવિ કો થતી: સખિ૰ ૫

મધુઋતુની સુરબાલિકા નહિ તુજને વય હોય,
અખંડ એ તુજ દેશલો અમૃતમય જગ રોઃ
હૃદયદ્વાર ફેડિ આત્મમાં ઉંડી પ્રવેશતી.
વન્દિતા સુનન્દિતા વસંતનન્દિની! સખિ૰ ૬

૧૫ ચતુરભાઈ ઉમેદભાઇ પટેલ—

અજબ તાર એ'ચ્યાં અહા!

૧ પહેલે નગરપાદરે બકુલવૃક્ષ કેરી ઘટા,

વિશાલ, મન રંજતો, અતલ પ્રેમવાપી જ્યહાં
ગંભીર વળી ભવ્ય (કિંતુ રમણીય એની છટા),
ઉભોજ ગત કાલના અમર શેષ જેવો મહા.
જલાર્થ પુરયુવતીગણ સદા સ્થલાકર્ષણે
તણાઇ અહિં આવતો; મચત ગોષ્ઠિ ગુંજારવ;
અને રસ ઝુલન્ત કુન્દગજરા શું શ્રીમંડલ
રહે જ રૂપ ઘેનતું; મહિં અજોડ લીલાભરી
ભળે પણ જુદી તરે ગુલછડી શિ ત્હારી સખી.
પ્હણે શિતળ ચત્તિરે અવનવાં જ તોફાનમાં
અમે પુરકિશોરજૂથ વટરાજની છાંયમાં
રમી ગજવિ કુંજ શોર કિકિયારિ કૈં કૈં કરી
વિતાડિ મધુ સાંઝ, થાકિ, થઇ શાન્ત ચાલ્યા જતા.
છતાં રમતમાંય મ્હારું મનડૂં કુવે દોડતું,
અને નયન શોધતાં ફરિફરીજ ત્હારી સખી.
ભરેલ અલવે ઘડો કનક બ્હેડલે નામતાં
થતા દગ દગે અહો ગુપત વીજસન્દેશડા !
મુખે વિચલ હાસ્યરેખ કુટિ ને ન ફૂટી વળી
શમી થતિ અલોપ, ને શરમ રક્ત સંધ્યા સમી
ધિરે વદન આવરી નયનને ઢળાવી જતી.
અમે દિનદિને ત્યહાં અજબ તાર ખેંચ્યાં અહા !
અજાણ્યુ વણચૂક એ અતલ પ્રેમવાપી જતાં.
અમે દિન દિને નવાં અકથ ઊર્મિતાને ભર્યાં
મુગાં નિજ ગૃહે જતાં, વિકલ તોય રાજી થતાં.
અને મધુર નીંદરે સ્મરણ એ અધૂરાં મિઠાં
બને નિશિનિશી નવાં સ્વપનવારિસીંચ્યાં નવાં.

૧૬ ડાહ્યાભાઇ પીતામ્બરદાસ દેરાસરી—

ચમેલી

પાસે નથી તો પણ, ચમેલી! કલ્પના નયનો થકી

મૂર્તી મધૂરી તાહરી જોઉં હરપળે હું તો છકી;
દેખૂં ત્હેને એકાન્ત માંહિ ધ્યાન મ્હારૂં ધારતી,
એકે પળે નહિ, આહ્ ! મુજને તૂં લગીર વિસારતી. ૧

નયનો મિચી તૂં મૂજને મળિ છે જ એમ વિચારતી,
મલકાવિ મુખ કોઇ મંત્રબળથી મૂજને ય હસાવતી:
ફરકે અલી ! તુજ અંગ, જાણુંવે સ્પર્શિ મુજને તૂં રહી,
વાંકી થતી બે આ ભ્રમર કહે શૂં સખી ! મુચવી રહી ? ૨

વળિ કાં વિલાયૂં મૂખ ? ઓઠી, દુઃખ આવી શૂં પડયૂં ?
રે માનસિક મળવૂં તથાપી વિઘ્ન વચ્ચે કાં નડયૂં ?
આ રોષ લાગે છે પ્રણયનો, વ્હાલિ ! આવૂં હોય ન્હૈં ?
સારો નહીં પણ દાસ ત્હારો, કાં હું સામૂં જોય ન્હૈં ? ૩

જોઉં ત્હને હૂં જાગિ ગયલી સુખદ સ્વપ્ન થકી અલી !
ને ચિન્તવી મુજને મધુર પ્રીતી અનૂભવતી ભલી.
શો માનસિક મેળાપ ! જોઉં તુજને નયણાં ભરી,
ભવજલધિમાંથી તારનારો યોગ આવો સુન્દરી ! ૪

કહે શાં રુડાં મોતી સમાં આ અશ્રુ થઆીને રહ્યાં,
હૂં છૂં ન પાસે જાણિને શૂં નયન બહુ વ્યાકુલ થયાં ?
હૂં હર પળે હાજર ખડો છૂં, દેખિ દુઃખિ બળી મરૂં
મ્હારી ચમેલી ! આહ્ ! ત્હારે કાજ કહે શું શું કરૂં ? ૫

શો યોગ આવો હૃદયનો ! ક્યાં તૂં અને ક્યાં હું, અલી?
ક્યાં હૂં નગૂણો યોગ્ય ન્હૈં ? ક્યાં તૂં ચમેલી બહુ ભલી?
ક્યાં કુરુપ હૂં-લજવન્તિ તૂં રતિરૂપ ક્યાં અલબેલડી !
છાજે શું હૂંને રાંકને બેમૂલિ મ્હારિ ચમેલડી ? ૬

ભરિયો ઘણા અવગુણથકી, શુભલક્ષણી ગુણધામ તૂં;
આ માહરા જર્જરિત હૈયાનો સુખદ વિશ્રામ તૂં;
તૂં તો અલી રસપૂર હૂં હૈં રસવિષે સમજૂં જ ન્હૈં,
હૂં એક જાણૂં છૂં ખરે કે જોગ ત્હારે હૂં નહીં. ૭

હોયે ગમે ત્યમ તોય પણ આ દાસજનને ધારવો,
કુમળી નજરથી, પ્રાણ ! એને આ જગે ઉદ્ધારવો,
જોવા ન જરિયે અવગુણો એના કદાપી લાખ છે,
ધરિ યાદ તુજ મ્હાનાતણી નીભાવ એ અભિલાખ છે.

સુખચન્દ્ર ત્હારો જો ખિલે મુજ મનડું પણ ખીલી રહે,
હૈડે વધે તુજ જો દયા, સુખ મુજ હૃદય રેલી રહે;
સોળે કળા શોભે હિમાંશુ વદનનો જ્યારે સખી,
હસિતે ફેરી સૌ જગત આ નાહ્યલું લાગે નકી. ૯

આટે સદા રહો પૂર્ણિમા ત્હારા મુખેન્દુની સહી,
કાળાં કુટિલ કુન્તાદળાં કો દી લગિર છાઓ નહીં;
તલ્લીન પ્રેમે બનિ ચકોરૂં મ્હારું મન હરખી રહો,
'મધુરી ચન્દ્રમુખિ અમોલડી' એ જાપ નિત્ય જપી રહો. ૧૦

૧૭ સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલ (કલાપી)—

તાગમૈત્રક

વિજળી શો થયો આ શો ઝબૂકારો જલની મહીં !
ઉડતાં હંસ ચોંકીને પાંખો એ નભમાં ચડી. ૧

નેત્રો ઉડે હંસનિ સાથ ઊંચે અહા તહીં કે વચમાં મધૂરૂં !
ના ચાલતી આંખ હવે અગાડી જરા ચડી ત્યાં જ ઠરી ગઈ તે. ૨

માથે બેડૂં લઇ ઊભી સામે કો નવયૌવના,
મુખે છે હસ્ત એ ન્હાનો ઝરી સ્વેદની લૂછવા. ૩

એનૂં જ બિમ્બ જલમાં પડિને ઉડ્યું 'તું
એથી જ વ્યર્થ ડરિ હંસ ગયેલ ઊડી;
એ ધીરનાં નયન એ જ ચડાવનારૂં,
લૂટી જનાર દવતૂં ઉર એ જ, એ, એ ! ૪

જેને નિહાળિ નયનો ઠરતાં હતાં ત્યાં
તેનો જ હંસ બનવા દિલ હાલ ઇચ્છે;

તેના જ પાદ મહિં પાંખ પડી ગઈ સૌ,
તેને જ કાજ ઉરતખ્ત થયું જ ખાલી. ૫

રૂપાળું જરા વદન એ નવ કોણ જોશે ?
ચાલ્યાં જશે નયન એ નિરખ્યા વિના કો ?
એવો ન કાર્ય તણિ કાંઈ જ તીવ્રતા છે,
કર્તાતણો અંહિ ન જે ઉપકાર ગાશે. ૬

સૌન્દર્ય આવું ધરતી ઉપરે નિહાળી
હર્ષે કયું હૃદય ના મગરૂર થાશે ?
તો છો યુવાન પણ આ નિજ આંખ ટાળે,
છો પાંખને નવિન આ લહરી ઉરાડે. ૭

હજી એ કન્યા છે નવિન મૃદુ કો પુષ્પ ખિલતું,
કહીં પાંખો ખીલી, કંહિ હજુ બિડાઈ કંહિ ખિલે;
સુગન્ધીની વેળા મધુતર હશે કોઇ જ નહીં:
સુરંગોની લક્ષ્મી વધુ વળિ હશે સુન્દર કહીં ? ૮

જે ક્રીડા મૃદુ ઉઘના ભભરતા લાવણ્ય જાદૂભર્યાં
રૂપે યૌવનની સ્વતંત્ર ગનિલી મૂકી દશા જે શકે,
તે કો તાનમહીં ઉંડા હૃદયના એકાગ્રતા ધારતાં,
જોનારાં નયનો અને ઉર નહીં એકાગ્ર કોનાં કરે ? ૯

વિનિમય મધુ એવો પોષ માધો રહ્યો છે,
ઉરમહિં ઉર વ્હેવા છૂટ છે પૂર્ણ પાસેઃ
ખરક જગત કેરૂં આજ પાણી થઈને
વિપુલ રસતણું કો ધોધમાં જાય ચાલ્યું. ૧૦

ભરે છે દૂર ત્યાં વારિ કન્યાની સખિ તો હજી,
ફરે છે તીરની કુંજે ભોળી એ મૃદુ આંખડી. ૧૧

ધોળી ઉભી જરિક એ સખિ કાજ બાલા,
પ્હાની ગહીં પગતણી જહિં એક વીંધે;

તેને અડી ફરફરે અનિલે નિમાળા,
બેડા પરે અલક એક લિટાઇ ઊડે. ૧૨

સામે જ ગૌર મુખ છે સ્થિરતા ધરીને
ને નેત્ર કાંઇ તિરછાં બનતાં ફરે છે;
પ્હોંચી હતી નજર એ ત્યંહિ યોધ પાસે
જ્યારે હતાં નયન હંસ પરે ઠરેલાં. ૧૩

પાદ ને આંખડી એ તો હતાં ત્યાં સ્થિર થૈ રહ્યાંઃ
હૈયાનાં આંસુડાં મીઠાં સામેની છબિએ ઢળ્યાં. ૧૪

મનહર છબી ભાળી નેત્રે અને હૃદયે ઢળી,
પરવશ થતાં હ્હેરી મીઠી નસેનસમાં ચડી;
હૃદય કુમળૂં એ યોદ્ધામાં જડાઇ ગયૂં, અને
સહુ અરપવા, અર્પી દીધૂં છતાં, અધિરૂં બને. ૧૫

યોદ્ધાની તો નજર હજિ છે ત્યાંજ ચોંટી રહેલી,
તો યે તાજૂં તન મન થતૂં સૂચવે આંખ કાંઈ;
'હૂં એનૂં એ!'—ઉર સમજિ એ કાંઈ આનન્દ માને,
સંસારીને પ્રણયસુખની એ જ સીમા અંહીં છે. ૧૬

ક્ષણુ થઇ અને બાલાનાં એ ઢળી નયનો જતાં,
પણુ સુરખિ કો ગૂલાબી શી છવાઇ કપોલમાં;
ધડ ધડ થતૂં હૈયૂં લોહી વહાવિ રહ્યૂં બધે,
થર થર થતાં ગાત્રો સર્વે સુજે બનિ મુગ્ધ છે. ૧૭

જાદૂભર્યાં નેત્ર વહાવિ જાદૂ કો અન્યના જાદુમહીં ફસાતાં;
તે જાદુનૂં ઝેર ઉતારવાનૂં કોની કને ઔષધ કૈં મળે ના. ૧૯

૧૮ જન્મશંકર મહાશંકર બુચ (લલિત)—

સ્વજનોની ગમરેવ

દિલના અબોલ બોલ ઝીલતાં બતાવો કોઈ,
ઉરસૂર પડછન્દ ઝીલી ગુંજતાં બતાવો કોઈ— ટેક

પ્રાણ અને પ્રિયજન પ્રભુ દિલ વસનારાં દેવ,
એ તો હસિ બોલાવતાં રેલાવે રસરેલ:
જીવનની એ રેલમાં, બસ ! ઘૂમતાં બતાવો કોઈ
નેહ નિતરતાં નયનાં ઝીણી ચૂમતાં બતાવો કોઈ— દિલના૦ ૧

પ્રાણ કિરણ ચેતન ભરે શાન્તિ સ્વજનનાં હેત,
હેતતેજહિન્દોળે વિભુ ! ઝૂલે એક અનેક
એવું એક અનેકમાં આનન્દતાં બતાવો કોઈ
વન્દતાં બતાવો કોઈ— દિલના૦ ૨

## ૧૯ ભાનુશંકર ધીરજરામ ભટ્ટ ( ભાનુ ) —

લલિત-શ્યામિની પછી વિજોગ બીજની પ્રેમજ્યોતિ

અષાઢી પાછલી રાતે ગોકુળે ગોપગોપિકા
પોઢેલાં સ્નેહશય્યામાં, ઝબૂકે કોક તારિકા ૧

ધીમેધીમે ઝમઝમ ઝમે મેહુલો મેઘમાંથી,
ઝીણો ઝીણો રવ ગમગમે શૂન્યના ગર્ભમાંથી;
ઘેરોઘેરો ઘન ગરજતું આભ ઉંડાણમાંથી,
મીઠીમીઠી રણક ઉઠતી ધેનુના જૂથમાંથી ૨

સૂતેલાં સ્નેહશય્યામાં રમગોઠ કરીકરી,
હેતની હૂંફમાં દીપે, જાગે વ્યગ્ર વિભાવરી ૩

એવામાં આભ ચીરી ઝળહળિ વિજળી અંધકારે સમાયે,
ઘોરંભી ઘોર નાદે ધગરગ કરતી વ્યોમથી વૃષ્ટિ થાયે;
ઘેરી ધારા ધડેલી દશદિશ ઘુમતો જોરથી વાયુ વાયે,
માયાની રૌદ્રલીલા નિરખિ મનુજનો આંતરી ગર્વ જાયે. ૪

મેઘના ગર્જને જાગી ઓપ કમ્પ અનુભવે;
દીવાના હાજના તેજે ગોપિકા પાસું ફેરવે ૫
પુષ્પ પંચરૂ દીપશિખા જુવે પ્રકૃતિનું પરિવર્તન ચિન્તવે,

યુવતિનાં સ્વર સ્વપ્નથકી સ્રવે, શ્રુતિમનોહર મંજુલતા દ્રવે. ૬

"મોહન મીટ માંડીને આમ શું નિરખી રહ્યા ?
માર્ગમાં મહિ માગીને પીવાનું વિસરી ગયા ?" ૭

બેસે ઉઠી શયનમાં સુપ્તિ શબ્દ ગોપ,
ગોપી સુખે સુભગ ભાવ રમે અનોપ;
શંકામહીં યુવક-અન્તર ઝોક ખાય,
રોષે ભરાઇ ગૃહદીપ અલોપ થાય. ૮

અંધારે સ્વપ્નની શાંતિ ગોપને અકળાવતી,
ઝરૂખામાં જઈ જૂએ, પ્રકૃતિ સ્વાસ્થ્ય ધારતી. ૯

ઘેરાયલી ઘનઘટા વિખરાઇ જાય,
વાયુ ઝિણી ઝરમરે લહરાઇ વાય;
ભૂલી પડી તડિત કો તિમિરે ભરાય,
ને દૂર દૂર ડુબતો સ્વન સંભળાય. ૧૦

નાથતા નેહને ઝીલી સાચે ગન્ધવતી બને
પ્રાચીમાં પ્રગટે જોવા ચંદ્ર એ ધન્ય દશ્યને. ૧૧

સાહી નીલાંબર જુવે મુખ યામિનીનું,
હેતાળ ઇંદુ મનવે મન માનિનીનું;
પામી શશી પ્રણયને રજની મનાય,
રેલાય નિર્મલ ઉજાસ દિગન્તમાંહ્ય. ૧૨

પ્રેમનાં પૂર શાં વ્હેતાં નીકમાં નીર ઊછળે,
માનિનીનાં મહાશ્રુ શાં નેવાં રહિ રહી ઢળે. ૧૩

કિરણ નૃત્ય કરે જલવ્હેનમાં, યુવક દશ્ય ઝિલે ઉરનર્તનમાં;
શયનમાં ઝણકાર સુણી ફરે, કનકવેલ ભણી ડગલાં ભરે. ૧૪

ઓઢીને કૌમુદી જાણે નીંદરે નવયૌવના;
અજાણ્યે ગોપહૈયામાં હિલ્લોળે રસભાવના. ૧૫

મરકતી મધુરૂં મનમોહના, અધુકડી કળિશી પ્રિયદર્શના;

ઉમળકે નમતું મુખ ગોપનું, કરતું પાન અમીમય ઓષ્ટનું. ૧૬

મૃદુલ સ્પર્શથી જાગી દાખવી નેહ નૅનમાં,
'પિયૂ' બોલી ઝુકી પાછી ગોપિકા રસઘેનમાં ૧૭

ધીમે રહી રમણિનો શયને સુવે છે.
ને ચંદ્રચારુ વદને કર ફેરવે છે;
એવે સુણાય રસનિર્ઝરતા સરોદ,
જાણે સવે સુવતિના ઉરથી પ્રમોદ. ૧૮

"વાશો મા વાંસળી કાના, વાછરિયૂં વછૂટશે,
કાંઇ જાણે કયહિંથી યે દો'વાટાણે છતા થશે." ૧૯

એવૂં ગાતાં મધુર સમણે હાથ ગોપી પ્રસારે,
વેણુવાતા વ્રજરમણને કેમ જાણે ન વારે;
લીધાવેલો કર રસિકના કંઠનો યોગ પામે,
આહીરાણી પુલકિત બને સ્વપ્નસંગીત વામે, ૨૦

ઉષાની આરુણી રજ્જ સરે વ્યોમ સરોવરે.
કુસુંબી કલ્પના જાણે લ્હેરે કાવ્ય કવીવરે. ૨૧

ત્યાં તો ઝગે તડિત ભાસ્વર તેજ ભવ્ય,
પ્રત્યક્ષ થાય મનમોહન રૂપ દિવ્ય;
બ્રહ્માંડમાં મધુરતા ભરિ વેણુ વાય,
જે નાદમાં નિખિલ વિશ્વ વિલીન થાય. ૨૨

"નાગ નાથ્યો, ગિરિ તોળ્યો, વ્હોલમા, કરપલ્લવે,"
જાગીને ગોપિકા જાચે, "ભક્તિ આપો ભવે ભવે." ૨૩

આભ ભેદી રવિરશ્મિ સૃષ્ટાને સર્જને ઉગે:
શંકા છેદી પ્રભુજ્યોતિ પ્રેમીને જીવને ઝગે. ૨૪

૨૦ મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત)—

વત્સલનાં નયનો અને આશાગીત

તિમિરછાયના ગહને પડતાં સપનાં વિધુરાં નજરે ચઢતાં;

સહું તેઃ પણ કેમ શકાય સખે —સહિ વત્સલનાં નયનો રડતાં? ૧
નહિં તે કંઈ દોષભર્યાં નયનોઃ પણ નિર્મલ નેહ સરોવર સા–
રસ યુગ્મ સમાં પરિપૂર્ણ દયા– રસઃ એ જખમી દિલનાં શયનો! ૨

અહા, શા આજ વર્ષાવે સ્વરો આત્મા પરે, આશા!
બળેલો આર્ત્ત એ શાં યે સ્વરસ્નાને ઠરે, આશા! ૧

અરે, શું આવશે, ત્યારે—ફરીથું—સાથ-એવો-દિન
કદાપી સ્નેહને સ્વર્ગે? કહે છે શું ખરે, આશા! ૨

અને શું રૂઝશે આખિર જખમ એ શુદ્ધ હૈયાંનો?
અને એ ચાલશે સાથે? દયા કેવી કરે, આશા! ૩

નહીં પરવા જરા અમને હશી યે વસ્તુ ઐહિકની
કરે સન્તોષ જો તેને, મ્હને તો ઉદ્ધરે, આશા! ૪

નિહાળું હા! ભવિષ્યે જો ઘડી પણ નેત્રરસ જૂનો
સખીનો સૌખ્ય, હૈયું તો સુખે ભવમાં તરે, આશા! ૫

મ્હને મીઠી રહી આસ્થા સદા તવ ગાનમાં, દેવી!
સ્વરો એ દિવ્ય જીવનને ભરે ને સાંભરે, આશા! ૬

## ૨૧ નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા—

### ઉત્તરા અને અભિમન્યુ

"ધાઓ, ધાઓ, અરે નાથ ઊગારો અગ્નિ ઝાળથી!"
—લવતી ઝબકી જાગી નવોઢા આંસુ ઢાળતી. ૧

"મોંઘી કળી હૃદયની સુકુમાર મ્હારી,
કોણે ત્હને મધુર નીંદરમાંહિ ડારી?
સૂતો સમીપ અભિમન્યુ પતિ પ્રચંડ
તે ભૂલિ કોણ રમતો અંહિ મૃત્યુ સંગ?" ૨

એવું વદી જ રણધીર નવીન નાથ

દાબે ધિરે ધબકતું ઉર ઊર સાથ;
" શું છે, મિઠી, થયું શું ? આવડિ કેમ કાંપી ?"
સુગ્ધા ફરી હૃદય સાથ ધિરેથિ ચાંપી. ૩

ઉએડી ભૂમિથી નેનો રોપિયાં પતિનેનમાં
લસતાં દીર્ઘ પક્ષ્મોમાં આંસુડાં ગૂંથિને નવાં. ૪
" આજે, નાથ, બન્યું વિપરીત, તુમને તે કહું શી રીત !
જાણે પુરુષવેશ જ ધારિ મેં અશ્વે કરી છ સવારિ, ૫
ધારી ધનુષબાણ હું ચાલિ મૃગયા કાજ વનપથ ઝાલિ;
સુન્દર એક ત્યાં સહકાર, તે પર બેઠું છે સુકુમાર !
જુગલ કપોત કેરું મીઠું કરતું પ્રેમકેલિ દીઠું.
મૂર્ખી હું ખરે બનિ કાંઇ બીજું કાંઇ સૂઝયું નાંહિ, ૭
ને શર ફેંકિ નર તરુડાળ પરથી પાડિયો તત્કાળ.
સહસા ત્યાંહિં અગ્નિજ્વાળ ઉપનિ કપોતિ કેરે ભાળ— ૮
ફુંફતો એક અગ્નિ કરાળ આવ્યો મુજ કને ભરી ફાળ,
જિહ્વા તીક્ષ્ણ નચવિ અનેક મુજને વીંટિ વળિયો છેક— ૯
છોડી સર્વ બીકતે અંગ અંબોડો ધર્યો નિ:શંક !
છળિને એકદમ પછિ જાગિ કરવા રુદન હું તો લાગિ." ૧૦

એમ વદીને નાર સહસા આંસુ રેડતી—
"સ્વપ્નાનો શો સાર હશે કારમો નાથ આ ? ૧૧
અભાગણી હું મોઇ ઊંધી મતિ શાણે સુઝી !
બીજું જડયું નહિં કોઇ —કપોત પ્રેમી શેં હણ્યો !" ૧૨
"શાને મિઠી તું ગભરાય અરે અતીસેં ?
આ સ્વપ્ન માંહિં નવ વાસ્તવ કાંઇ દીસે.—
જો પેલિ વાગિ રણદુન્દુભિ રમ્યઘોર !
રે અશ્વ, અશ્વ ! —સખિ, કેઠ હવે તું છોડ." ૧૩
અહાહા, ન્હોય દુન્દુભિનાદ, એ તો મેઘ ગાજ્યો આજ:

બન્ધન કેહનૂં ક્યમ છોડું મુજને ભય નથી કંઇ થોડું: ૧૪
પેલી અગ્નિ કેરી ઝાળ –આવે, ઓ ! જુવો શિ કરાળ !" ૧૫
" અરે પેલી, એ શૂં બકતિ ? અધિ એ ક્યમ ભમણા— ૧૬
તુરગ જો, મુજ કાંઇ ખું'ખારતો, 'રણચડો' કંઇ એમ પુકારતો;
નહિ વિલમ્બ હવે કરવો પ્રિયે, કદિ જ ધર્મ તજ્યો નથિ ક્ષત્રિયે." ૧૭
ક્ષત્રિયધર્મ જો પ્રિય થાય, તો તો કરી કોટિ ઉપાય
સર્વે સંકટોથી નિત્ય અબળા રક્ષવી એ રીત. ૧૮
પેલી તીવ્ર અગ્નિજ્વાળ મુજ પૂંઠળ ભમે ચિરકાળ,
તેનાથી બચાવો, નાથ ! અબળાનો તજો નવ હાથ !" ૧૯
" છે એક જો સબળ નિર્બળનો જ પાતા;
વ્હાલી, હવે સ્થિર થઇ ધર ચિત્ત શાતા.
" જો દેખું આ અગ્નિ પહણે ચમકે અનન્ત,
ને ચિત્ત આ ચમકિને બન્યું વેગવન્ત." ૨૦
અધર વેગ થકી અધરે અડી નૃપકુમાર પ્રિયા અળગી કરી;
ત્વરિત અશ્વ પલાણિ પળ્યો રણે –તુરગનાં પગલાં સુણતી સુણે. ૨૧
દૃષ્ટિપાર થયો કાન્ત પદઘોષ ગયો ડુબી,
ભૂલી ત્રિકાળને મુગ્ધા અનિમેષ રહી ઉભી. ૨૨

૨૨ ન્હાનાલાલ દલપતરામ કવિ—

વીરની વિદાય

મ્હારા કેસરભીના કન્થ હો ! સિધાવો જી રણવાટ:— ટેક
આભ ગ્રુજે, ધરણી ધમધમે, રાજ ઘેરા ઘોરે શંખનાદ:
દુન્દુભિ બોલે મ્હારાજના હો સામન્તના જયવાદ: મ્હારા૦ ૧
આંગણ રણધ્વજ રોપિયા, રાજ, કુંજર ડોલે દ્વાર;
બન્દીજનોની બિરદાવલી હો ગાજે ગઢ મોઝાર: મ્હારા૦ ૨
પુર પડે, હેરા ઘૂઘવતા, રાજ, ડગમગતી ઝર્લાકાર:

ફીરત કેરી કારમી હો એક અખંડિત ભાતઃ ગ્હારા૦ ૩
નાથ, ચઢો રણઘોડલે, રાજ, હું ઘેર રહિ ગૂંથીસ
બખતર વજ્રની આંકળી, હો ભર રણમાં પાકવીશઃ ગ્હારા૦ ૪
સંગ લિયો તો આજ સજ્જું, રાજ માથે ધરું રણમોડઃ
ખડ્ગને માંડવ ખેલવાં હો મ્હારે રણલીલાના કોડઃ ગ્હારા૦ ૫
આવતાં ઝાલીશ આપને, રાજ, ડાલે વાળીશ ઘાવઃ
ઢાલ ફુટયે ગ્હારા ઉરમાં હો ઝીલીશ દુશ્મનદાવઃ ગ્હારા૦ ૬
એક વાટ રણવાસની, રાજ, બીજી સિંહાસન વાટઃ
ત્રીજી વાટ શોણિતની સરિતે હો શૂરનો સ્નાન ઘાટઃ ગ્હારા૦ ૭
જય કલગીએ વળજો, પ્રીતમ, ભીંજગું ફાગે ચીરઃ
ન્હોતો વીંધીને આશ્રમ મળશું હો સુરંગાને તીરઃ ગ્હારા૦ ૮
રાજમુગટ, રણરાજવી, રાજ, રણઘેલા, રણધીરઃ
અધિરો ઘોડલો થનગને, નાથ, વાધો રણે મહાવીરઃ ગ્હારા૦ ૯

૨૩ મનસુખલાલ મગનલાલ ઝવેરી—

અભિમન્યુનુ વીરોચિત મૃત્યુ

ચાપહીન થયે, એને — ઉર–ઉત્સાહ—ઓસર્યો,
ને વાધી પલમાં પાછો ગદાથી એ કુદી પડયો. ૧

ઘૂમન્તો કૌરવોના અતલ ગગનમાં મેઘ શો ચંડમૂર્તિ,
ઝીલન્તો શત્રુવર્ષ્યાં પરશુ શર અને તોમરો અગ્નિતીખાં
વીંઝન્તો વેગથી એ વિષમ યુદ્ધિ ગદા કાળની શક્તિ જેવી,
કૂદી ઉન્મત્ત ઘેલો કુરુકુલદલને ખૂંદતો ઘાતઘાતે. ૨
જેવો હૈમગિરિની કેરી કુંજે કુંજર કૂદતો
એમ કૌરવકુંજોમાં કૂદતો પાંડુકુંજર.
મોડા પાદપ્રહારે ધરણિ ધમધમાવન્ત ભૂકમ્પ જેવો, ૩

ગર્વીલા સિંહનાદે ગહન ગગનના ગાભને ગાળનારો,
હારેલા તાત કેરા, ઘુસુલ લઇ ગદા, વૈરને વાળવાને
તૂટયો દૌઃશાસનિ ત્યાં, રણુરમણુ ચડયા શૂર સૌભદ્ર માથે. ૪
ભર્યા જેમ ઘનો ગર્જે આથડે આભઆંગણે
તેમ જોબનઘેલા બે આખડ્યા સમરાંગણે. ૫
ડીંઝાવાતો સમા એ ઘુમિ ઘુમિ ઘુમિને લોક કંપાવનારા,
તોળી તોળી ગદા એ કડડડ કરતી ઝીંકતા સામસામા;
ગર્જીને દાખવન્તા નિજ કરબલ એ મત્ત માતંગ જેવા,
ખેલન્તા શૌર્યકેરાં સમર, અમરને આંજતા, યૌવનાળા. ૬
મત્ત માતંગ શા બંને કરકૌશલ દાખવી
વિસ્મયે, ભયથી, હર્ષે શૂરનાં ઉર પૂરતા. ૭
સરરર તોળિ ગદા અભિમન્યુએ કડડ ઝીંકિ જદા પ્રતિપક્ષિ શું,
ચરરર ચિત્ત ચિરાઇ જતાં તહીં 'અરરર !' ઘોષ થયો કુરુસૈન્યમાં. ૮
પણ ત્યાં અંગચાપલ્યે સરકી કુરુકુંજરે
ઝીંકી ભીમ ગદા સામી કરતાં ગર્વગર્જના. ૯
સ્વબલથી અભિભૂત જ એ થયો, ક્ષિતિતલે અભિમન્યુ ય ત્યાં પડયો;
કડડ કંપ્યું અનન્તનું આંગણું, ખળભળ્યા ક્ષિતિના સહુ સિન્ધુઓ. ૧૦
પડ્યા ભૂમિ પરે બંને વીરો ત્યાં નિજ વેગથી,
પણ ત્યાં પલમાં પાછો દૌઃશાસનિ ઉભો થયો. ૧૧
ઊભો થતાં જ ઉઠતા અભિમન્યુ માથે
વિદ્યુત્ સમી નિજ ગદા પળમાં જ ઝીંકીઃ
વ્યાયામશ્રાન્ત રણુવીર રણે હણાતાં
ગાજી રહ્યો કુરુકુલાંકુર સિંહનાદે. ૧૨
ઔરક્ષા કાજ ચાલ્યા, નિજ જનક તણી આમ કર્તવ્યપૂર્તિ
થાતાં, એના શરીરે અમર દિપિ રહ્યો એક આનન્દજ્યોતિઃ
ઉત્કંઠી અપ્સરાઓ અમર કુસુમ ત્યાં વીરને અંગ વર્ષે
ડૂબન્તો ભાનુ યે ત્યાં કનક કિરણુથી વીર્ય એનાં વધાવે. ૧૩
સૂર્યમંડલ ભેદીને, વીરનો જ્યોતિ આત્મનો
બ્રહ્મમાં ભળતાં, વિશ્વે શોકોદધિ ફરી વળ્યો. ૧૪

(ક-૩)

## ૨૪ દુલેરાય લાખાભાઇ કરાણી—

### ઝારાનૂં મયદાનેજંગ

ધમ ધમ ધરણીનો પટ ધ્રૂજે, ફણી કાળ ધ્રૂજે વિકરાળ.
શેષનાગ પર સૃષ્ટિ ધ્રૂજે, ધ્રૂજે દિશા તણા દિકપાળ,
પૃથ્વીનો પલટાતો રંગ! ઝારાનૂં મયદાનેજંગ! ૧

કચ્છ તખ્ત પર રાવ ગોડજી અડગ શૌર્યમૂર્તી સાક્ષાત,
જીવણ શેઠ દિવાન પદે ને સદી ઓગણિસની શરુવાત
સળગી રણસંગ્રામ—સુરંગ! ઝારાનૂં૦ ૨

દિવાન પદ ન મળ્યાની ઝાળે જળતો લોહજ પૂંજો શેઠ
ઇર્ષ્યાનો પાવક તરપણવા અઘટિત કાજે બાંધી ભેઠ
બન્યો અવર આથવ મનભંગ! ઝારાનૂં૦ ૩

વાયુવેગે સિન્ધ સિધાયો, શોધ્યો ગુલામશાહ સરદાર,
સાયર સમ લશ્કરમાં લાવ્યો સિન્ધી આડૂ સાઠ હજાર:
માતા મદઝરતા માતંગ! ઝારાનૂં૦ ૪

જુક્તપણું આમંત્રણ ઝીલી ઠેકયા જાડેજા જુડધાર,
કકડલ છચ્છરના વંશજ ને કચ્છ ભોમના જાગિરદાર,
રાજભકત ભાયાતો સંગ: ઝારાનૂં૦ ૫

વિંઝાણ ટીલે વીર લખાજી મીંઢળ બાંધ્યા જેના હાથ,
ભીમ સમો ભડવીર ભીમજી જેને શિર છે ભોળાનાથ,
નરા તણો ઠાકોર અઠંગ, ઝારાનૂં૦ ૬

ફૂંકાયા રણશિંગા કેરા ઉર રણઝણતા હૈ રણકાર,
જાડેજી કુલદેવી કેરા ગગન ગાજતા જયજય કાર,
આઈ આશાપુરા અભંગ, ઝારાનૂં૦ ૭

વંકા કચ્છ તણા વીરો ને વંકા થનગનતા તોખાર,
વંકા વાંકડિયા શિરપેચો, મૂછો પણ વંકી વળદાર,
વંકો કચ્છધરા પણ વ્યંગ્ય! ઝારાનૂં૦ ૮

ઊરૌ પર જંજાલો ચાલી    ચાલી બન્દૂકો ને તોપ,
રણે ચડ્યા બ્હાદુર બખતરિયા    મસ્તક ધારી પાંગા ટોપ,
        ભડક્યો ભુજિયા તણો ભુજંગ!    ઝારાનૂં    ૯

સાંઝ સમે સિન્ધી સેના અંત    જર્જરિત થાકે થઇ હેરાન,
કચ્છી વીર મહારથિઓનાં    ઝારા ડુંગર પર મેદાન
        ચમક્યા કાનન તણા કુરંગઃ    ઝારાનૂં૦    ૧૦

વિશ્વાસૂ કચ્છી જર તોડી    કૌલ ઊલટયા દગલબાજ
ઝાકળમાં ભાંભળકે લડતાં    'નિજ' 'પર' ભેદ ગયો ,સહસાજઃ
        અસિ ચાલી ત્યાં એક સળંગ!    ઝારાનૂં૦    ૧૧

ચડાવનોંકે માંડેલી તે    પ્રથમ ભડાકે ફાટી તોપ;
મચી રહ્યો ભય ને કોલાહલ,    —કિસ્મતનો આ કેવો કોપ,
        પલમાં પલટી ગયો પ્રસંગ!    ઝારાનૂં૦    ૧૨

શિર પડતાં ય સતાણી શૂરે    સિન્ધીમાં વર્તાવ્યો કેર,
મસ્તક વણ મદમસ્ત ઘુમે    ધડ ને ધૂમે અવની ચોમેર!
        ઝારાનો રણવીર અભંગ!    ઝારાનૂં૦    ૧૩

કૈંક પડયાં ધડ ચરણ ધરણિપર, કૈંક કપાતાં ઉડતા હાથ,
કૈંક રવડતાં રૂંડ ગુઝબડાં    ફેરફરતા ઓવાળા સાથ!
        વ્યોમે વર્ષે અંગ પ્રત્યંગ!    ઝારાનૂં૦    ૧૪

ચંડી નાચે કાલી રાચે    રૂંઢમાળ શિવની ઉભરાય!
શિયાળ સમડા ગીધ તણી પણ    હા! હા! શી ઉજાણી થાય!
        રુદ્રજટામાં કમ્પે ગંગ!    ઝારાનૂં૦    ૧૫

શોણિતની છોળો ઉછળે ને    મડદાનાં ઢગલા ખડકાય,
ભૈરવ કાળો હસે ભયાનક    ખપ્પર જોગણિનાં છલકાય,
        રુદ્રજટામાં કમ્પે ગંગ!    ઝારાનૂં    ૧૬

મીર પડ્યા રણધીર પડ્યા    કૈં આશાવન્ત અમીર પડ્યા,
કો પીઠી ચોળેલે અંગે    સુરંગિના લગને ઉપડ્યા
        ચડયા તજી જે નવલ પલંગ!    ઝારાનૂં૦    ૧૭

ખાક પૂઠ્યા હુતાશ પડ્યા   કો શૂરાના સરદાર પડયા,
સમરાંગણ મખકુંડ પાવકે   લક્ષ આહુ બલિદાન ચડયા,
    દીપકમાં જેમ પડે પતંગ! ચારાનૂં ૧૮
ચારા કેરા યુદ્ધ ઘોરનો   અસ્ત થયો એ રીતે રોર,
માણસ માત્ર નિમિત્ત બને   ને કુદરત પકડે એ દોર,
    કવિઓ વીર્યનો ફટક્યો રંગ! ચારાનૂં૦ ૧૯

૨૫ ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર ( સુન્દરમ્ )-

બુદ્ધના ચક્ષુ

ભલે ઊગ્યાં વિશ્વે નયન નમણાં એ પ્રભુતણાં,
ઉઘ્યાં ને ખોલ્યાં ત્યાં કિરણકણિ આછેરિ પ્રકટી;
પ્રભા ત્યાં ફેલાઈ જગત પર દિવ્યા સુદતણી;
હસી સૃષ્ટિ; હાસે દલ કમલનાં ફુલ્લ બનિયાં.
પ્રભો, જન્મે જન્મે કર ધરિ કંઈ શસ્ત્ર ઉતર્યા,
નખાગ્રે, દન્તાગ્રે, દમન કરિયૂં શસ્ત્રછટથી;
સહ્યૂં કે કોદંડ, ચઢિ પરશુ, ચક્રે ચિત્ત ધર્યૂં,
પ્રભો, આ જન્મે તો નયનરસ લેઈ અવતર્યા.
વિધાતાનાં દીધાં નયન કરિને અન્ધ જગ આ
ભુજાએ ઝૂઝ્યૂં કુટિલ મનનો આશ્રય લઈ;
પ્રભો, આવી આપે નયન જગને અર્પણ કર્યાં,
અમન્નૂં અન્ધારે જગત નવ ચહે જગવિયૂં
મથ્યા લોકો ખુલ્લાં નયન કરવા બન્ધ પ્રભુનાં,
પુર્યાં કિલ્લે, ગ્હેલે, રમણિભુજને પીંજર વિષે;
વિદાર્યાં એ બન્ધો, નયન ઉઘડ્યાં ચેતનભર્યાં,
ને ઊંઘ્યાં ત્તગેલાં, સુરક્ષિત દૃગોને જગવિયાં.
ફરી ખૂણે ખૂણે જગત નિરખ્યૂં નેત્ર સદયે,
લહ્યૂં—સૃષ્ટિખાડે ખદબદિ રહ્યા કીટ જગના

જરા વ્યાધી મૃત્યુ ત્રિવિધ દુઃખો કર્મ ઝરતાં;
અને બીજા જીવો ઉપર નબળાં જીવ ફરતાં. ૫
પુગ્યાં શાન્તીઅર્થે વન વન તપો તીવ્ર તપિયાં
ન લાધ્યું ઇચ્છેલું: નયન ભમતાં ત્યાં વિરમિયાં:
ભર્યાં તે મીંચાઈ નિજ હૃદયને અંગરતેથી;
ઠરી આત્માગારે વિરલ લઇ મુક્તા ઊંઘડિયાં! ૬
અને આત્મસ્નાને અધિક થઇને આર્દ્ર નયનો
ખુલ્યાં ના ખૂલ્યાં ત્યાં પ્રણયરસગંગા અવતરી:
વહી તે ફેલાતી સભર જડ ને ચેતન ઉપરે:
કૃપાગંગાસ્નાને અવગતિ ટળી જીવ સહુની. ૭
ઉધારી સૃષ્ટીને નયનજલથી ચક્ષુ પ્રભુએ
શમાવ્યાં, ત્યાં બીજાં નયન જગને અન્તર ખુલ્યાં,
પછી ઝીલાવાતો ઉમટી કહિ એને મુઝવતો,
—તુફાનો દાબો એ દ્વિગુણ બલથી તે ચમકતાં. ૮

૨૬ સુંદરજી ગોકળદાસ બેટાઈ—

મદનવિજયી લોચનદાન

પુણ્યની શાંત મૂર્તિશી સાધ્વી, લલિતલોચના,
સુવર્ણા, નીરવા, જાણે નિર્વાણાગ્નિતણી શિખા: ૧
બુદ્ધબોધમયી બાલા, કૃશાંગી, કરુણાધરા,
પ્રેમથી એ ભરી, જાણે જલગર્ભા વસુંધરા; ૨
કુટીમાં એકલી બેઠી જ્ઞાન ધ્યાન ધુરંધરા,
વિલોકે વિશ્વ અંધાયું અંધારે, આત્મલોચના. ૩
સુણિ ધ્વનિ દમધીમો કોઇના ચાલવાનો;
હરિણી સમ વિકાસે દષ્ટિ ઉત્કંઠ બાલા;
ચમકતિ જરિ હૈયે જોઇ આવંત ભિક્ષુ
નિજ કુટિ પ્રતિ આજે,—કેમ એ કોણ જાણે? ૪

ઉઠી સત્કારવા સાધ્વી બારણે જોઇ ભિક્ષુને
છવાયેલી હતી આજે ગ્લાનિ સાધુતણે મુખે. ૫
બેસે એ આસને પાસે સ્વીકારી આવકારને
કિંતુ સહોદરા વૃત્તિ આજ ના વદને રમે. ૬

આજે મટી સુર અસુર હતું થયેલું
એનું શુચિ હૃદય કામવટે ચઢેલું;
સંબોધિ એ નવ શકે શુભ 'બ્હેન' શબ્દે,
ઉંડે ઉંડે ભગિનિભાવ છુપેલ તો યે. ૭

દીર્ઘ કાલ ટક્યું મૌનઃ અંતે બોલી સુલોચના,
"બંધુ, તું મૌન કાં સેવે? પીડે શી ઉર વેદના?" ૮

ઊઠે જ્વાળા અનિલની લહરી અડયેથી
ધૂંધી રહ્યો અનલ જે ચિરકાલ સુધી;
ઊઠયો જ્વાળા ધુંધવતો સ્મર સાધુ કેરો,
વ્યાપ્યો શિખા મહિં તપસ્વિનિ શબ્દ વાયો. ૯

"અપીયો હું ઝુરું વ્હાલી, પ્રેમ વહ્નિ વિષે મહા
શાણું પીયૂષ વર્ષીને ઠાર ઓ શશિશીતલા!" ૧૦

વીંધાય કેવિ હરિણી શરપાત થાતાં!
આશ્ચર્ય ને ભય થકી તડફે બિચારી!
તેવી વિંધાઇ હૃદયે અનભિજ્ઞ બાલા,
આશ્ચર્યમુગ્ધ, ભયકંપિત, કામિશબ્દે. ૧૧

દે ઢાંકિ વાદળપટે મુખ તારિકા શું
લજ્જાભરી, નિરખિ ભિક્ષુની પાપવૃત્તિ?
ક્રોધે ભરી મલયચીસ પ્રચંડ દેતી
ગાજે શું આ ધ્રુરકતી સઘળી દિશાઓ? ૧૨

ઊઠયો મહા અનલ સાધ્વિ તણે હિયે, ને
તેની પ્રચંડ સળગી નયને શિખાએ

એને મહાબ્રહ્મર્ષિ સંયમ આડ બાંધી
બાલા દયાર્દ્ર બંધુપ્રેમ સુશીલ બોલીઃ ૧૩

"ભીખ્ખૂ, અરે કયમ ભુલે! હું છું બુદ્ધપુત્રી,
ત્હારાય મા વિસર! બુદ્ધ પિતા વળી છેઃ
બાંધ્યાં સખા ઉર સહોદર ભાવ સૂત્રે,
તે તોડવા વિપથ યત્ન કરે તું શાને?
કાં રે ભુલે શુભ મતો ગુરુ બુદ્ધ કેરાં?
શેણે બુઝયો પુનિત આત્મતણો પ્રદીપ?" ૧૪

"જ્ઞાન ને નીતિનાં ઠાલાં ઘોયાં ના સુજને રુચેઃ
ઘેલૂં ઘેલૂં લવે તેથી પ્રેમહિંસા ન શૂં બને?" ૧૫

"નહિ નહિ ભ્રમકેરી જાળ ગૂંથી બુધિને
વધુ વધુ સપડાવૂં આમ તૂંને ઘટે છેઃ
નવ નવ કદિ હોયે પ્રેમ ને કામ એકઃ
નવ પરખિ શકે શું અગ્નિ ને આગિયાને! ૧૬

સ્મર સ્મર જરિ હૈયે તાતના બોધ ઉંચા
જરૂર જરૂર તૂંને લેઇ લેશે ઉગારીઃ
પતન સમજજે આ પાપકેરી ખિણોમાં,
નવ નિકળિ શકાશે, જો પડયો એક વાર.
નિરખ નિરખ કે તૂં કોણ, ને કોણ હૂં યે!
જરૂર સમજજે આ દેહનો મોહ કૂડોઃ—" ૧૭

"ઓ સુંદરી, રસિકને રસલ્હાણ લ્હીણો
તૂં રાખ કાં રસિકડી, બહુ વાર સુધી?
આ હૂં રસાર્ત્ત સહતો રસશોષ ઊંડો
તો યે દયા કયમ સ્ફુરે નવ, ચારુગાત્રિ?" ૧૮

લજ્જાહીન વદી આમ સાધ્વીને સ્પર્શવા ઉઠે,
પરંતુ તપ્ત બાલાની દૃષ્ટિની વીજળી પડે. ૧૯

ચસી નવ શક્યો ભિક્ષુ, કિંતુ કામ ઘટ્યો નહીં,
અંધ જોઇ રહ્યો કાંઈ બાલાના મુખડામહીં. ૨૦

દુખિ થઇ અતિ બાલા પાપિની જોઇ પીડા,
બળતિ હૃદયમાંહે શોભના ચારુશીલા;
હૃદયમહિ વહ્યાં હૈં વારિ મીઠી દયાનાં,
સરલ હૃદય ઇચ્છે પાપિને પ્રેમ પાવા. ૨૧

હૃદયદુખ દબાવી બુદ્ધબાલા દકા એ
વદન જરિ નમાવી પાપિને આમ પૂછે,
"વદ નિરખિ રહ્યો શૂં આમ ચામે મઢેલા
મુજ મુખમહિં, ઘેલા, રક્તમાંસે ભરેલા?" ૨૨
"અમી નિર્મલતાં ત્હારાં લોચનો શાં સુલોચના!..." ૨૩

"હું હું હું બ્હેન, શું આ!" વદતો રહે લજ્જિત લોચન હસ્ત વિષે પટેઃ
હૃદય ઈખતિ સ્થૂલ શિલા ખસે, ઉર તણ્યાં જલ આંખથિ ઊતરે." ૨૪

૨૭ કૃષ્ણલાલ જેઠાલાલ શ્રીધરાણી—

સ્વરાજ્યરક્ષક

ધીમે સરી શાશ્વત બ્રહ્મચારિણી ઉષા પ્રસારે ભમથી પ્રભાને,
કર્મણ્યતા પાય વસુન્ધરાને, સુધાસ્મિતે ચેતન દૈઇ ધારિણી. ૧
વાંછી સુખો લોક સમાજ સર્વનાં પાયા પ્રવાસે નિજ કર્મદંડી,
સમર્થ સ્વામી ઋષિ ધર્મદંડી સ્વરાષ્ટ્રના પ્રેરક મુક્તિપર્વના;
ઇચ્છયું મળે સ્વામિ શિવાજિરાજને શિષ્યો યથા ચાર સમર્થ સાથ;
ધખે નભે ધોમ પ્રકાશનાથ, અહે ગણી ધર્મ સ્વરાષ્ટ્ર કાજને. ૩
મધ્યાહ્નના અગ્નિ અસહ્ય વર્ષતા, સ્વામી સુતા શીતલ વૃક્ષ છાંયે.
લળી લળી વૃક્ષ સુવાયુ વાયે; જ્વાલા ઝરે; સ્વામિ અગમ્ય હર્ષતા. ૪
શિષ્યો ફરે ખેતર, આસપાસ હસી રહ્યો શેલડિવાડ ભાળી
ચેકા, નથી કો ક્યહિં એ નિહાળી, ચૂસી ચુસી સાંઠ કરે ખલાસ. ૫

ટીપે ટિપે ખેડુત સ્વશ્રમસેવે એ શેલડીમાં રસ મિષ્ટ પૂરેઃ
જોઈ રહે સર્વ ઘડીક શૂરે, હાથે ધરી ડાંગ પછી ધસે એ. ૬
"“ઊભા રહો, આ ધડિ રે હરામી! આ શેલડીનો પણ સ્વાદ ચાખો!”
દેખી ધસી આવતિ લાલ આંખો નાઠા જયહાં વૃક્ષ તળે જ સ્વામી. ૭
સમર્થ હાસે મધુરૂં સુહાસ ખેડૂ ઝપાટે ત્યહિં આવી ઊભોઃ
"ચોરો બધા, તૂં સરદાર સૌનો!"–સોટા ઝપાટયા નવ લીધ શ્વાસ. ૮
સ્વામી હસે, લાલિ વહન્ત ગાલમાં, સોટા સહી થાય ગુલાલ વાંસેઃ
કુદી પછાડે કૃષિકાર શિષ્યે,–સ્વામી વદે, “ખેડુત હાથ ઝાલ મા!” ૯

સ્વહસ્તે સ્વામિને રાજા શિવ સ્નાન કરાવતાઃ
નિહાળી લાલ વાંસાને ક્રોધથી રાય કાંપતા. ૧૦
“કહો કહો કારણ શું સમર્થ?” “કશું નથી, વત્સ,” સમર્થ ભાખતાઃ
પુછી પુછી રાય શિવાજિ થાકતાઃ કર્યાં પ્રયત્નો સહુ જાય વ્યર્થ. ૧૧
શિષ્ય એકે કરી વાત, રાયનો ક્રોધ માય નાઃ
“સેવકો બાંધિને લાવો, જરા યે ઢીલ થાય ના.” ૧૨
ઊભો ધ્રુજે ખેડુત રાય સામે, કાંપી રહ્યા ક્રોધથિ ઓષ્ઠ રાયનાઃ
શિવે મુકયૂં શીર્ષ તથાપિ પાયમાં,–“શિક્ષા કરૂં શી હું સમર્થ આને?” ૧૩
હસી વધા સ્વામિ સુમન્દ હાસ, “શિવાજિ, એનું કર દાણ માફ.”
રાજા બની સ્તબ્ધ હુવા અવાકઃ ખેડૂ પડયો પાય સમર્થ પાસ. ૧૪
“બેટા, અમે સર્વ હરામ ભક્ષકઃ ડર્યો નહીં શિષ્ય સમીપ ચારઃ
વડો ગણી ચોર કર્યા પ્રહારઃ–સન્માન એવો તું સ્વરાજ્યરક્ષક.” ૧૫

૨૮ રસિકલાલ છોટાલાલ પરીખ (મૂસીકાર)—

કલાદષ્ટિનો વર

માથે મધ્યાહ્નનો સૂર્ય તાપથી દિલને દહે
સ્વેદથી આર્દ્ર કો પાન્થ નીસાસા નાખતો ભમે. ૧
પ્રણયિની હૃદયે સ્મર તો હતો, હૃદયને સ્મર તો દહતો હતોઃ
મૃદુલ ભાવભિની સ્મૃતિ પૂર્વની ભજવતી રસકેલિ પ્રિયાતણી. ૨

વિવશ ચિત્ત થયું સ્મૃતિખેદથી, વિકલ દેહ થયો રવિતાપથી,
ટહુકિ કોયલ આમ્રઘટાથકી, પથિક આત્મ તણી હરતી ધૃતિ. ૩

વાયો ત્યહીં અનિલ આર્દ્ર સરિત્તટેથી
દીઠો વિશાલ સહકાર ભરેલ મ્હોરે;
બેઠો જઈ વિવશ પાન્થ રસજ્ઞ પ્રેમી
લાગી સમાધિ હૃદયે રસિકેશ્વરીની. ૪

કામાવસ્થા અનુભવિ હતી પૂર્વ, ના, આવિ કો દી,
જેમાં મૂર્તિ પ્રણયિની તણી હોય આલમ્બને ના;
ગાળી ભેદો જગત ભરના વ્યાપિ હૈયે સમાધિ,
ધીમે ધીમે તનમય થયું ચિત્ત એ તત્ત્વમાંહી.

રસલીન થતાં તે તો ભેદભાન ભુલી ગયો;
પ્રકૃતિરૂપને પામી શક્તિને શરણે ગયો. ૬

ત્રિપુરસુન્દરી ત્યાં કમલાનના લલિત ભાવ ધરી અવકાશમાં
જગતના અવકાશથિ નીકળી મધુર મૂર્તિ રસેશ્વરીની સ્વયમ્! ૭

વિશદ ભાલ પ્રભામય દેવીનું સુભગતા જગની તિલકે ધરે,
નયન નેહસુધા વરસાવતાં, અધર મોહદ, મુગ્ધ, વર્ણ્ય ના! ૮

ધવલ અંશુક છાદિત દેવીના મદભર્યાં ઉરનો શું ભરાવ એ!
મદનનો જિતનાર જિત્યાથકી ગરવથી વિલસે શું પ્રભાવ એ! ૯

અલક પુષ્પભર્યાં અભિલાષથી પૃથુ નિતમ્બ તણા પરસે રમે,
કુસુમમંડિત દેવી કવીશ્વરી મધુર દર્શન ભક્તહિયે હિયે. ૧૦

દેવીના દર્શને મોહ્યો આત્મભાન ભુલી ગયો
ભક્તિથી મોહિને દેવી રસાસ્વાદ દઈ ખસે. ૧૧

કૃતાર્થ તને નિરખી રહી વદે "સહીશ શી રીત વિયોગ, દેવિ હું?"
કૃપાળુ દેવી કરુણાર્દ્ર કંઠથી સુણાવતી તત્ત્વ નિગૂઢ વિશ્વનાં. ૧૨

"વિશ્વમાં સર્વ વ્યાપી હું ભૂત પલ્લવ પ્રાણિમાં
મૂર્તિ મ્હારી વસે તો યે સ્ત્રીલાવણ્યતરંગમાં. ૧૩

કલાથી રીઝનારી હું, કલાધરો મ્હને પ્રિય,
શ્રીને જે અર્ચનારાઓ તે બધા ભક્ત માહરા. ૧૪
રસમાં રીઝનારી હું, આનન્દમય મૂર્તિ હું,
આનન્દ દૃષ્ટિથી દેખે રસિકો કવિઓ મ્હને. ૧૫
પ્રેમ ને ભક્તિ હું જોઈ રીઝું છું, આજ તાહરી,
—અમોઘ દઉં છું દૃષ્ટિ કલા-આનન્દની ત્હને!" ૧૬
પ્રમુદિત થઇને સુણી રહે એ અનુભવતો કંઇ ભાવ એ નવીન;
અવિદિત અતિથી સરે ય દેવી અકલકલા કવિ એ રહે નિહાળી. ૧૭

૨૯ નવલરામ લક્ષ્મીરામ પંડ્યા—

ઇતિહાસની આરસી

ઇતિહાસની આરસી સાહી મેં જોયૂં માંહીં,
થિરથાવર દીઠું ન કાંઇ ફરતી છે છાંહીં. ૧
આ મુલક બધામાં આજ, ક્યાંના ક્યાં રહેતા,
ઇંગ્રેજ કરે છે રાજ, જગમાં જશ લેતા ૨
પણ એંશી જ વર્ષ પછાત જો જોઇયે ઝાંખી,
દિસે દક્ષણીઓ ગુજરાત ધમતા ડર દાખી. ૩
શો પેશાવાઇનો દોર! પુણેથી સંચરતા,
બહુ ચકરાં જાલમ જોર, "ઇકડે યા!"-કરતાં. ૪
માંડ્યા રાજ્યે અધર્મ અપાર, ધર્મનૂં કહાવે જેઃ
કરિ ચાર દિવસ ચમકાર શૂન્ય થયૂં રેહેજે. ૫
પેશવાઇ પ્હેલાં મુઘલાઇ ચાલતી ચોપાસે;
અંહિ સ્થાપી અકબર શાહ, બાંધિ નીતીપાશે. ૬
નહિ જુલમ, ન ઝાઝૂં દાણ, નહીં પક્ષાપક્ષી
દિધું દેશોને માન સમાન, દેસાઇગીરી બક્ષી. ૭
ટકિ બસેં વરસ મુઘલાઈ, તે આને યોગે
જ્યારે રાજ્યનીતિ બદલાઈ પડી મરવા રોગે. ૮

'આ બસેં વરસ પણ બાદ કરી લે પછવાડે,
પાદશાહી અમદાવાદ સ્વતંત્રપણે લાડે. ૯
"કુત્તે પર આયા સસ્સા —બસાયા શહર શાહને"
આ આસા ભિલને અસાઉળે —ગઝું તેલંને! ૧૦
રચ્યો મહંમદ બેગડો એક છેક મહા મોટો;
બાંધ્યાં મસ્જિદ મિનારે અનેક, - સ્હેર, સર્ણગ, કોટો. ૧૧
હતો ઝબરદસ્ત ઝહાઝુર મહા મોટો જંગી,
ચડી ન્હાણું, લડી, ચકચૂર કર્યાં બહુ ફીરંગી. ૧૨
પણ ચૌદસેં બાર અમાઉ હનૂં કર્યાં શ્હેર જ:
હવે પાટણપુરને ગાઉ —થયો અકરાકેર જ. ૧૩
સન તેરસેં પૂરાં માંહ્ય થયા હિન્દુ પૂરા,
પડ્યું પાટણ, વર્ત્યો ત્રાહ્ય —ધિક્ક નાગર નગુરા! ૧૪
પેઠા મુલકમાં મુસલ્માન 'માર્યું માર્યું!' કરતા;
લુંટે ઝૂંટે, વટાળે, લે જાન, વહુ દિકરી હરતા. ૧૫
લડ્યા પડ્યા હજારો શૂર, 'ભલે મારી મરિયે';
વહ્યું લોહિ જેમ જળપૂર, ડુબ્યો દેશ તે દરિયે. ૧૬
એ દિવસ પડી જે પોક, હજી ગગને ગાજે!
એ દિવસ દેશીઓ શોક કરોને મળી આજે! ૧૭
એ દિવસ થકી પરતંત્ર થયા, લાગિ ખાંપણ રે!
એ આગે હતા સ્વતંત્ર હિન્દુ સૌ આપણ રે! ૧૮
વાધ્યો શોક થંભ્યું મુજ ગાનઃ જ્ઞાન આ એક જ રેઃ
વિણ ધર્મ નવલ આ સ્થાન ચલિત, સૌ છેક જ રે. ૧૯

૩૦ નર્મદાશંકર લાલશંકર—

સુરત

આ તે શા તુજ હાલ, 'સુરત, સોનાની મૂરત!'
થયા પુરા બેહાલ, સુરત, તુજ રડતી સૂરત!
રે હસી હસી ને રડી ચડી ચડિ પડિ તું આંધી,
દિપિ કુન્દનમાં જડી, પડી રે રુધિરે ઝાંખી! ૧

કંચનમણિનો દેવ જેમ વેચાયો સડકે,
સુકુમારો મુજ દેહ તેમ વ્હેંચાયો ભડકે!
શિર ઉપર બે ભુરજ શોભતા ઉડતા રંગે,
ઢળી પડયા, નહિ નૂર જ, ક્ષોભ પામે શું ઢંગે! ૨
નૈન તણા ચળકાટ —પડયાં ફૂલાં કહાં આજે!
ભર્યાં ગાલના ઠાઠ —પડયા કુવા કહાં લાજે!
ઠર્યાં હોઠ જે લાલ મુજે તે ફીક્કા કાળા,
દાંત તણા તા હાલ, —મુએ મરવાના ચાળા! ૩
રૂડું અણિયાળું નાક બેહું ચાંઠાંએ ભાસે!
ગયું હાય રે નાક —નીચું મોંડું નીરાસે!
તેજસ્વી મુખ જેહ સુરતનું સૂરજ જેવું,
ડરામણું દિસું તેહ સુરત મુજ, ઘુવડ તેવું! ૪
ગોરું ડારમૂં રૂપ ખમાં પૂનમે જેવું,
થયું વેઠતાં ધૂપ અમાવાસ્યાએ તેવું!
તન પર સુરખી લાલ ઉડી રહેતી ચડતીમાં,
મૂળ ઉડે છે હાલ ભુંડી દુખદા પડતીમાં. ૫

૩૧ દલપતરામ ડાહ્યાભાઇ—

ગુજરાતી ભાષા વિષે

શોધ્યું સંસ્કૃત દીક્ષિતે ભટજિએ, અન્તે તજી ગર્વને
ભાષા સોરઠની છટાથિ ભણવા શિક્ષા કહી સર્વને;
જે શિક્ષા સઘળે પ્રમાણ ગણિ છે ગીર્વાણ વાણીશ્વરે
તે ભાષા ગુજરાતિ મધ્ય સુજને આપી રુચી ઈશ્વરે. ૧
બે ભાષા નરસિંહ નાગર કવી શોધી ગયો સૂલભે,
પ્રેમાનન્દ ભટે વખાણિ વળતી, ભાખી ભટે વલ્લભે;
દેવીદાસ, મિઠો, અખો, પ્રિતમ તે, સંખ્યાસીમા ના મળે—
કૃષ્ણે, ને રણછોડ, કહાન રઘુએ, શોભાવિ છે શામળે. ૨
ભારત ને ભાગવત રચેલી છે રામાયણ,
રેવાખંડ શંકરપુરાણ પણ સારાં છે;

વૈદક, જ્યોતિષ, ને વેદાન્ત વાદ, વારતાઓ,
૮ નાગરી નારીનાં ગીત ચિત્ત ચોરનારાં છે;
જોડેલા જે જતિઓના રાસમાં કચાશ નથી,
પ્રેમભરી ગર્બીઓ ને પદ પણ પ્યારાં છે;
ભારતીનો ભેદ ગ્હને ભાવી ગુજરાતી ભાષા,
સારે શણગારે જેનાં અંગ શણગાર્યાં છે. ૩

આપ ગિરા ગુજરાતિ ત્હેને અતિ શોભિત હું શણગાર સજાવૂં,
જાણનિ પાસ વખાણ કરાવું, ગુણી જનમાં તુજ પ્રીતિ જગાવૂં;
ભારતવર્ષ વિષે ભિન્નિ ભારતી માનવતી તણું માન તજાવૂં,
દેશ વિષે દલપત્ત કહે ભભકો તુજ જો ભલિભાત ભજાવૂં. ૪

પણ પ્રભુની સહાયતાથી પાર પાડી શકું
સઉપૂરણ જોઈએ સ્વદેશીની સહાયતા;
વિદ્વાન મંડળ મળીને મંડે એ જ કામ
ચિત્તમાં ધરીને નિજ ભાષાની ચહાયતા;
ગૂંથીને અનેક ગ્રન્થ સુધારો વધારો કરે,
નિશ્ચલ થઈને નિત્ય આપશે જો ન્યાયતા;
કહે દલપતરામ તો જ થાય પૂરૂં કામ,
એ વિના તો અન્ય નથી સુઝતી ઉપાયતા. ૫
સ્વદેશ સુધારવાની સભાનો હું સભાસદ,
સુબોધક સજ્જનોના સાથમાં શામીલ છું;
ચીંદામાં હુંદાણી મહારાણી ગુજરાતી વાણી,
જાણી તેનુ દુઃખ ઘણો દીલગીર દીલ છું;
હિન્દી ને મરાઠી હાલ પામી છે પ્રતાપ પ્રૌઢ,
સ્વદેશી શિથિલ રહી, તે દેખી શિથિલ છું;
કહે દલપતરામ રાજ અધિરાજ સુણો,
રૂડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છું. ૬
વાણી ગુજરાતી રૂડી રાણી જાણી આજ
હું વજીર તેનો બની કરૂં તેનું શુભ કાજ. ૭

૩૨ જીવાભાઇ અમીચંદ પટેલ—

માડીની ઝુંપડી

દુઃખિયાંનો વીસામો રે માડી ત્હારી ઝૂંપડી,
રણવગડાનો છાંયો રે આંધળિયાની લાકડીઃ ટેક
કુંજનિકુંજે લચી વલ્લરી નિર્ઝરણાં સન્તાય,
યમલ કમલદલ પર પંખીડાં પ્રફુલ્લીલાં શાં ગાયઃ
રળિયાળી એ વાડી રે સોહવતી જે ઝૂંપડીઃ
આજે ખાવા ધાતો રે નિર્જન રણમાં ઝૂંપડીઃ દુખિ૦ ૧
ધર્મ કર્મ રસ કસ લુંટાયાં ઘર ઘરવખરી હીર,
છતી સન્તતિ સત્ત્વ લુંટાયૂં ખેંચાયાં તુજ ચીર·
લૂંટાતી એ માડી રે ખાલી ત્હારી ઝૂંપડીઃ
ખાલી તો યે વ્હારી રે માડી ત્હારી ઝૂંપડીઃ દુખિ૦ ૨
ધણ ખૂટયાં ખેતર સૂકાયાં દવ ફેલ્યો ચોપાસ,
રાતી વિભુની આંખડિ દેખી પંખી પામે ત્રાસઃ
તેને મોડે સ્હાતા રે વ્હાલો માતા રાંકડીઃ
પોષણિયાં શી પાતી રે આછી જાડી રાબડીઃ દુખિ૦ ૩
વન વીંટયાં સીંચાણે સઘળાં અવશ પડયાં તુજ ખાળ,
કામ કર્યાંને હડધુત કરિને રણવગડે દે માર·
અંકે લેવા ધાતી રે તેને માતા રાંકડી,
શીળી છાયે છાતી રે માડી ત્હારી ઝૂંપડી દુખિ૦ ૪
ચણ કણ કાજે વન વન વીંઝે તુજ બાલૂડાં પાંખ,
પણ સુખદુઃખનાં લ્હાણાં લેવા ઠરતી તુજ પર આંખ,
અન્તે તૂં સંઘરતી રે માતા વ્હારી દૂબળી,
પ્રભુ પન્થા દાખવતો રે માડી ત્હારી ઝૂંપડી. દુખિ૦ ૫
તૂં જ જીવન અમ, તૂં સર્વસ્વ, તૂં જ સુધાનો સાર,
મૂર્તિમતી વત્સલતા દેવી સુરલોકનૂં તૂં દ્વારઃ
નન્દનવન શી વ્હાલી રે માડી ત્હારી ઝૂંપડી,
જન્મભૂમિવત પાળી રે શણગારીશું ઝૂંપડીઃ દુખિ૦ ૬

## ૩૩ હરિલાલ હર્ષદરાય ધ્રુવ—

### શાંત સ્વસ્થ કેસરી : વિકરાળ વીર કેસરી

લાંબા પ્હોળા પ્રસારી કર, અરધ મિચી આંખ, માથું વચાળે,
ફેલાતી કેશવાળી, ઝળકતિ સિર ઝૂલે દેહ દેદીપ્યમાને!
મૃંછો એ લે છુટે કે નિકટ નિજ વશા, બાલ સ્વચ્છંદ ખેલે,
મુદ્રા શૃંગાર—વાત્સલ્ય—અતુલ બલની! કેસરી કોણ હેલે? ૧

ભેદે કુંભસ્થલો જે મદકલ ગજનાં વજ્રશક્તી શમી છે;
આપે ઊર્મો ગળે રે વિકલ મૃગશિના, ગર્જના લો ખમી છે;
જ્વાળા ના તે જણાયે ધખતી અસહના, તપ્ત અંગાર ઝરતી,
ચૈડા કંઠે દગે થી ઉવનવિભુતિમાં સુપ્ત શી સૌમ્ય સ્ફુરતી! ૨

અમ્મી ચામેર વર્ષે; ગિરિ પણ ડરતા વૃક્ષગુલ્માદિ છાય
આપે આપે અમાપે! ઝરણ જલકણે લીન શો લ્હેર વાય!
ના કોઈ દ્વારપાળો, સમિપ અનુચરો, રાજમર્યાદ તો યે:
અહીં ભલી વાયુ વહે ત્યાં ઇતર રવ કહીં! શાંતિસામ્રાજ્ય સોહે. ૩

ભીતિ ને ત્રાસ ત્યાગે રમઠડિ મિટડિએ પ્રીતિએ વાસ પૂર્યો;
સંતાપોત્તાપબાધા કરુણ અવધિમાં દૂરનાં દૂર રે રહો!
નિર્ભ્રાન્તે ને સ્વછંદે પરસ્પર વળી અંતરીમા બચ્ચાથી,
ખેલો આનંદિ વૃંદો હરિણ ગજકુલો, મોજમાં ભાવિ ભાવી. ૪
એ એ ઝીણું સુણું તમ તમ તમરાં સાદથી લ્હેર લાવે,
ઘૂંટે ઘૂંટે કુહૂકી કુચિઆકુચિ ઝરે કોકિલા કેલિભાવે;
ઘૂ ઘૂ હોલ્લો ઉલ્હાસે, કઇ કઇ ચકવીશોર, ના ઘોર ભાસે;
કુંજે ગુંજે શુકાએ, નદજલકમળે, નાદ ઘૂમે વિલાસે. ૫

ઘુઘ્ઘ્ ઘૂ ઘૂ ઘુઘવતી ગહન ગિરિ ગુફા કાનને ગાજિ ઊઠે
મ્હાટો એ નાદ તોડી ગગન ઘુમિ જતી,—આભના આભ છૂટે!
ઊભી છે પિંગલાશી ચટપટિત સટા, પુચ્છ શું વીજ વીંઝે!
સ્વારી એ કેસરીની ત્રિભુવનજયિની! ચંડિકા એથિ રીઝે! ૧

એ તે શું નાદ કેરો અવિરત ઝરતો ધોધ આકાશ ફૂટયો !
કે એ શું ગર્જનાનો ત્રિભુવન દળતો ઝીણી ગોળો વછૂટયો !
વહ્નિ વર્ષે શું કરૂશે નયન પ્રજળતાં ! વજ્ર પીંછે અગંજે
હા હા શું ફૈજ ! અંજે હૃદય ! ભડકતા શૂરના ચૂર ભંજે ! ૨
ઝંઝાવાતે ઘુમાવી અતલ વિતલ સૌ એક આકાશ કીધું !
ઉલ્કાપાતે ઘુમાવ્યો તિમિર મિહિર સૌ ઘેરિએ ઘોળિ પીધું !
શસ્ત્રાઘાતે ચલાવ્યું શર-વહનિ-ઝરે લોહિનું સ્રોત સીધું !
ડોલ્યું સિંહાસને રે નૃપમુકુટ પડયો ! ક્રાન્તિએ રાજ્ય લીધું ! ૩
કો કો કોની સહાયે ? સહુ ભયવનમાં ભ્રાન્તિમાં ભીરુ ભૂલ્યાં !
સંરક્ષે કોણ પક્ષે ? મરણશરણમાં લક્ષલક્ષે પ ઝૂલ્યાં !
તેં તેં તેં કેસરી તેં તડુકિ તક્ષપિ તેં છિદ્ર છિદ્રે વિંધાવી
સંકોડી અંગ અન્તે રુધિર ઝરણમાં ભીષ્મવૃત્તી સુહાવી ! ૪
વીરશ્રી ધન્ય એ ભક્તિ ! ધન્ય પ્રૌઢ પરાક્રમ !
અખંડોદ્દંડ સામ્રાજ્ય કેસરી વનવિભ્રમ ! ૫

૩૪ ઝવેરચંદ કાલીદાસ મેઘાણી—

શાન્તિ ઝંખના

મ્હારી માઝમ રાતનાં સોણલાં ચમકી ચમકી ચાલ્યાં જાય,
મ્હારી આતમ-જ્યોતના દીવડા ઝબુકી ઝબુકી ઝંખવાય: —ટેક
ઝીંપે જરી રોતાં લોચનિયાં ત્યાં ઝબકીને જાગી જવાય,
આઘે આઘે આછા યુગનર કેરા પડછાયા પથરાય રે
મહા વીર મોટા દરશાય: મ્હારી૦ ૧
આભ લગી એનાં મસ્તક ઊંચાં ને પગ અડતા પાતાળ,
જગ જુગના જેણે કાળ ઝલોવ્યા ને ડોલાવી ડુંગર માળ રે
ફોડી જીવન ફૂંધણ પાળ: મ્હારી૦ ૨
ઠપકો દેતી હસતી મૂરતી એ ઝળહળતી ચાલી જાય,
સ્વપ્ન સરે મ્હારે કાન પડે મ્હારા દેશની ઊંડેરી હાય રે
એનાં બંધન ક્યારે કપાય: મ્હારી૦ ૩

ધન ધન અંધારાં વીંધણહારો જાગે કો ભડવીર,—
ડરતાં ડરતાં ડગલાં ભરતાં આ તો વામન સરખાં શરીર રે
અણભીંજલ ઊભાં [illegible] તીર : મ્હારી૦ ૪
જરિક જરિક ડગ માંડતાં મ્હારી જનનીને ના વળે કંપ,
આવો વિપ્લવ ! આવો જ્વાલામુખી ! આવો રૂડા ભૂમિકંપ રે
તોડો જીર્ણતા દારુણ થંભ : મ્હારી૦ ૫

૩૫ ઝીણાભાઈ રતનજી દેસાઈ ( સ્નેહરશ્મિ )—

ભારતીય ક્રાન્તિના ગરબ

ઉગી આજ જગ આથમણી રાત કે ડોલે ડુંગરા રે લોલ:
ચગતા ડુંગર ડુંગર રાસ કે ગાજે કાળઘૂઘરા રે લોલ. ૧
કાજળકાળાં આથમણાં કંઈ પૂર કે ઘુમે ધરતી ઉરે રે લોલ:
ગર્જે ગંભીરા કાળમયૂર કે ટોકા નભે ચડે રે લોલ. ૨
આભે ઝબૂકે ઝીણી વીજ કે વજ્જર રુમઝુમે રે લોલ:
સુણી રવ કોળકા નિસર્યાં બ્હાર કે ઊંડે નભે જુવે રે લોલ. ૩
આવ્યાં, વળી ભારતી ખુલ્લે ચક્ષે કે આવ્યાં સરસ્વતી રે લોલ:
આવ્યાં તજી કમળા વિષ્ણુલોક કે આવ્યાં ઉમાસતી રે લોલ. ૪
દેવીએ કરિયલ દૃષ્ટિપાત, કે છલક્યા સાગરો રે લોલ:
દેવીએ ભોમે માંડયા પાય કે ગાજી કાળકન્દરો રે લોલ: ૫
દેવીએ ત્રિશૂળ ધરિયલ હાથ કે કેશ છૂટા મુક્યા રે લોલ:
ગાજી રજની કાલ-કરાલ કે નભતારા ખુટ્યા રે લોલ. ૬
માથે લીધા ગરબાદીપ કે રમણે દેવી ચડયાં રે લોલ:
સળગી ઊઠયા આથમણા દ્વીપ, ઊગમણે દીવા થયા રે લોલ. ૭
દીવડે દીવડે ચેતનવાટ જગાડે ભારતી રે લોલ:
કાજળકાળી રજની કેરે ઘાટ કે ઊગમણી ઘુતી રે લોલ. ૮
ઝાંઝર ઝમકે ચગિયો રાસ, કે કુમકુમ પગ અવે રે લોલ:
જાગે ઊગમણા સૌ વાસ, કે આભે ઉષા જુવે રે લોલ. ૯

**૩૬ ચંદુલાલ મણિલાલ દેસાઈ ( વસન્તવિનોદી )—**

જનનીસેવામાં પ્રાણદાન

જનનીસેવનનો મધુમધુરો અવસર ક્યાં મળે રે?
અવસર ક્યાં મળે રે! જગ જીવ્યું ફળે રે! —ટેક.
નવનિધ લાડે નિશદિન ઝુલવે, ઉરહીંર પાતી હૈયે હુલવે,
અલ્પ સાટું પણ અમિત પાડનું ક્યાં વળે રે! જનની૦ ૧
પ્રભુપુરગૌરવ વદને મલકે, મંજુલ મોહક અન્તર ઝળકે,
નવ નવ સાજે શિખ દે સાને પળે પળે રે! જનની૦ ૨
ઉત્તમે શોણિત જનની કાજે રેલાયે સ્વર્ગેથી ગાજે
પિતર પૂર્વજો—એવાં ભાગ્ય ક્યાં ભળે રે! જનની૦ ૩

**૩૭ દેસળજી કાનજી પરમાર—**

મૃગચર્મ

ફૉડની કન્યાની પુરપથઉડી ચૂંદડિ સમી,
અરે આત્મા ફૂલા, અરવ તુજ છાયા પડિ ગઈ:
મુજ સદન ખૂંટે શમિ રહી. ૧
એની સુંવાળી પર હાથ ફેરવ્યો ને નેત્રથી કાવ્ય સરે દયાઝળ્યું.
વન તૃણાંકુર ને ઝરા ઉભા જોશે વાટડી:
વન્ય કો ના પેખશે ત્હારી પરિચિત શીંગડી:
આ વ્હાલસોયાં સુખ પીઠ પાયનું ચાલી ગયું ચંચળ નૃત્ય ક્યારનું. ૨
તું જે દિનાન્તે વનમાં વિંધાયલું ને મૃત્યુની અન્તિમ યાતનામાં,
—બાણ કેરું છિદ્ર આ, ડોક આ મરડાયલી,
આ રુપેરી છાતિની યે કંપતી રોમાવલી,
વેરી-વિખેરી વળિ અશ્રુમાલ તે: તે જોઉં છું સૌ, મૃગચર્મ તું માં! ૩
અને સૌ જીવોનો ક્ષણિક ભવસંગાથ વસતો:
મને સમ્બન્ધોનો કપટપટ સંમોહ ખસતો:
નયન તુજ ભગવો જ હસતો. ૪

ચન્દ્રવદન ચિમનલાલ મ્હેતા—.

### પ્રવાસસ્મારક

લે ધોભ આંહિ પણ સ્મારક માટે આજે
હૈયૂં કરી ફુલ સમૂં કરિયે વિચારઃ
જો કે ખરી કુસુમ શી, પણ તૂં બિરાજે
મીઠી સુગન્ધ વહતી નકિ સ્વર્ગદ્વાર.
ત્યારે કંઇ દગ ભરી નિરખાય એવૂં
કો શિલ્પ ચિત્રમંહિ મૂર્ત સ્વરૂપ ત્હારૂં
રૂડૂં રચૂં તિમિરલોપક ચન્દ્ર જેવૂં,
જેથી હું શોક મમ અન્તરનો ઉતારૂં
ના ના નથી સરજવાં કંઇ મૂર્ત રૂપ,
એ છે બધી ક્ષણિક મોહક નેત્રલીલાઃ
હૈયામહીં અચલ રૂપ રહ્યૂં અનૂપ,
એને સદા ધરિશ હૂં સ્મૃતિમાંહિ ઇલા.
ને આ પદો મુટક તેજવિહીન તો યે
હૂંળાં બે અન્તરોની પરિમલ મધુરી ફોરિ રૂહેશે સદા યે.

૩૯ શમ્ભુપ્રસાદ છેલશંકર જોશીપરા (કુસુમાકર)—

### અમરાપુરીનાં અતિથિઓ

અમરાપુરિનાં અતિથિ, વ્હાલાં, આવજો! ટેક
મધુરાં પીધાં કરશ્યાં શૂં રસપાન જોઃ
રમ્યવીથિ સુરવાડીની સોહામણી
લલચાવે ? નવ દીધાં હજિ ઉરદાન જોઃ અમ૦ ૧
સરજનજૂની કોકિલકુંજનિ પ્રીત જો,
પુષ્પિત પુંજપરિમલની ઉરપ્યાસ જો,
ઊંચે ઊંચે ઉડવાની ઉરઝંખના,
નવ પોષાયે અહને અમ આવાસ જોઃ અમ૦ ૨

હૈયાંને હિન્દોળે હો હિન્દોળશૂં,
ઝૂંળી કળિ શા ઉર જાગ્યા રસકોડ જોઃ
આત્માના અમૃતમાં પ્રિય ઝબકોળશૂં,
વામ વિધી શું હસવાની એ હોડ જોઃ અમ૦ ૩
પ્રભુ પંખેરાં પાળવાં એ પાપ છે,
ઉચિત જ એને ઊંચા વ્યોમવિહાર જોઃ
પિંજર પાળ્યાં, વ્હાલાં, ક્હો એ માફ છે?
મરકલડાં ક્યાંથી અમ માનવદ્વાર જોઃ અમ૦ ૪
નેહનગરનાં રઢિયાળાં રસરાજવી,
થાપ્યાં થોડું તેજોમય ઉરતાપ જોઃ
કુસુમકલેવર! હૈયાંની ફુલ પાંદડી
વજ્રતીખિ ને લાગી કદિ કદિ સાપ જોઃ અમ
તમ તેજોમય હાસે, અમૃતદીવડાં,
ઊડ્યા ઊડ્યા આત્માના અન્ધાર જોઃ
અજવાળાં શાં ઉઘડ્યાં અમિમય આંગણે,
સ્વર્ગસુધા રેલી રહિ શું સ્મિતધાર જોઃ અમ૦ ૬
માનવની મિટ્ટીમાં દેવલ દીપ્તિ છે,
દેવદૂતનો મનુકુલને અધિકાર જોઃ
ફુલડાં શા ફીરસ્તા ઉતર્યાં આંગણે,
સૌરભને શુચિતાના તમ શણગાર જોઃ અમ૦ ૭
મધુકર તમ માયાનાં શુચિ સરૂભારણાં,
છાયા-છબિને સમણે સુખભંડાર જોઃ
આત્માના અમૃતરસ આંગળી આંગળી
હેત પૂતળાં ઉર ઘડશે સ્મૃતિસાર જોઃ અમ૦ ૮

૪૦ જીવનરામ લક્ષ્મીરામ દવે (જટિલ)—

હંસ-ધ્રુવના વિરહ

મ્હારો હતો મધુર સુહૃદ એક હંસ,

એને હતો ન કદિ કોઇશું વૈરભાવ;
એ મિત્રની છવિ હજી નયને તરે છે,
સૌહાર્દ એ હૃદયનું હજિ ઊભરાય. ૧

જેણે બતાવિ મધુરી લહરી રાતની
સસ્નેહ ને લહરિમાં શિખવ્યૂં ખિલંતાં,
જેણે ઉપાડિ ધરિયો રસના સરે તે,
હાલે હર્યો સુહૃદ એ મુજ સીગમાંથી. ૨

એને હણ્યો હણ્યું હણાયું શરીર માત્ર;
[illegible] નામ વ્યાપ્યું, ન હણાયું, અહુ સ્થલોમાં;
ને મૃત્યુના જ શિરપેં ધરિ પાય ગાજે,
વિચાર ને હૃદયરાગ જુવાન થાતાં. ૩

એણે થી વિષ્ણુ તણું નામ હરી ધર્યું 'તું,
ને પૂર્ણ ચંદ્ર ઉપજાવિ શિરે ધર્યો 'તો;
ને જ્ઞાનને નયનથીન અજી અજાથી
એના વતી જ સહુ છવિત પોષતો એ. ૪

એવો હણ્યો જ મુજ સુહૃદ મૃત્યુ પાપે,
એવો હણ્યો પરમ બાંધવ આપણો એ;
ભાગે પડ્યું રસિકને રડવાનું હાવાં,
લ્હેવા જતો અતુટિતા જલધાર થો સૌ. ૫

એ ઊર્ધ્વગામિ દ્વિજમાં દ્વિજરાજ રૂપ,
સંમાન નર્વ વિબુધોમહિં પામનારો;
શ્રદ્ધાનિ શારદનિ, સ્નેહઅમાદી ધારી
એ સાથમાં વિચરતો રસલોક સૌમાં. ૬

ઔદાર્યની અવિત ઊર્મિ જહાં વહે છે,
અન્યોન્યને મળણિ મત્સ્ય જહાં જિવે છે,
વ્યાપાર જ્યાં સહયત્નિતણો જ ચાલે,
તે દિવ્ય સ્થાન હતું વ્હાલું અતીવ એને. ૭

એ સ્થાનનો અતિ પરિચય પાણિધારી

સૌ અન્યને પણ ઉપાડિ જતો ત્યહાં એ;
હું યે સુભાગિ વળગી કર એહને ને
એ સ્થાનનૂં સુભગ દર્શન પામિયો 'તો, ૮
કલ્લોલ ત્યાં રતિતણા વનનો સુણ્યો 'તો;
ગર્જન્ત પ્રેમ અનિલે ચડિ હૂં ઉડ્યો 'તો;
પાર્થિવ પાશથકિ મુક્ત શકે થયો 'તો;
એ હ્હેરમાં ઉપકૃતિ કથવી ભુલ્યો 'તો. ૯
આજે હવે ઉર ઝભાયું ઉંડા જ ઘાવે,
ચાલ્યો હુલાસ, ઘટ ઘેરિ રહી નિરાશા;
એ આર્દ્ર ઊર ધરતો ખગરાજ ખોયો,
વ્હેવા જ તો અતુટિતા જલધાર ઘો સૌ. ૧૦
જ્યાંથી સુભાગ્ય મળ્યું શારદ સંગતીનૂં,
તે હ્હેર શૂં ઉર થયૂં રમતૂં જ જ્યાંથી,
ત્યાંથી ઉરે રસનું અર્થપણૂં પ્રમાણ્યૂં,
પાર્થિવ અર્થ ન જ પ્રાપ્ય રહ્યો ઉરે તે. ૧૧
ઔદાર્યની મરિતની થઇ જ્યાંથિ ઝાંખી,
અન્યોન્ય શૂં વળગિ મસ્ત્ય જિવ્યું જ જાણ્યાં,
ત્યાંથી અભેદ ધરિ ઊર બન્યું પ્રપૂર્ણ,
આધાર એ જ થકિ વિશ્વ ટકૈતુ ભાળ્યૂં. ૧૨
છે પ્રાણિમાત્ર શિર ઐતિમ આ જ લેખ,
વ્હાલાં ત્યજી દઇ જ એકલ છે જવાનૂં;
દેખાય વિશ્વ મહિં આવું અનુભવેથી,
એવો અનુભવ રહેલ જ પૂર્વલો યે. ૧૩
વ્હેવા જતો અતુટિતા જલધાર ઘો સૌ:
રોતાં જવૃં જઃ રડતાં પ્રિય મૂકવાં જો:
એ મિત્ર એ ખલિ થયો ક્રુર કાલનો છે,
એનો તથાપિ રસબોધ હતો જ જૂદો. ૧૪
એના મતે હતું જ વિશ્વ તમામ કાળે—
—આનંદથી સભર, એ થકિ ઊભરાતૂં;

ને રાગ અંતર વિષે પ્રકટયા પછી ના
શોકોર્મિના પ્રલયને સહવાનું કો દી. ૧૫
એના મતે ન હતું કાળસમું ટશું કે,
આવાહિ હર્ષ પડતો શ્રુતિ ધર્મમાં એ:
સંબંધ વ્યક્તિ બહુ યે સહ ધારતો એ,
આંટો થયો જ ન હતો પણ ઊરરાગ. ૧૬
એ મિત્રની હતિ જ પ્રકૃતિ એવિ ખાસ,
એનાથિ દુઃખ નયને નિરખાતું ના જ:
દુઃખીનું દુઃખ હરવાનિ સ્વીકારિ દીક્ષા
એ યત્નમાં જિવિત-આહુતિ અર્પતો 'તો. ૧૭
આર્દ્રત્વ એ નયનમાં ઉભરાવિ, ભાવ
વિસ્તારિ પાંખ નિજ આશ્રયિને ધરતો;
દુઃખીનું દુઃખ સઉ તુર્ત શમતું ક્યાંય,
–વિશ્વે વસ્યો વદન હર્ષ છવાઇ રહેતો ! ૧૮

## ૪૧ ધીરુલાલ ફુલચંદ ગાંધી—

### ભાઇનો બ્હેન પાછળ વિલાપ

રતન તું અમ પામર દીનનું, સુરભિ તું કરમાયલ ફૂલની;
વિશદ જ્યોત નરોત્તમ કુલની, નમન અંતરનાં ચરણે ધરું. ૧
પ્રકૃતિ કાદવમાં કમળો રચે, પ્રમ ઉરે રચિ તેં શુચિ ભાવના;
જિવનની તપમંગલ સાધના હરિ ગઈ તુજ શૈશવને તટે. ૨
હરણુ અન્તરમાં અમિ હોત તો કુમળિ વેલ ઉખેડત ના વિધિ;
નવ ગવાડત ગીત વિલાપનાં નિજ સનાતન ક્રૂર નહોરથી. ૩
પવનમાં તરતા તુજ આપ્તુની જલ સરોવરમાં પડતી પ્રભા,
મિઠ અબોલ પ્રકાશ મહીં ભરી જળચરો નિરખે અવકાશમાં. ૪
પવનમાં તરતા તુજ આપ્તુની સુરભિ સર્વ દિશા પ્રસરી રહે;
તરુવરો અનિ શાન્ત નમી રહે, સ્મૃતિ પવિત્ર રટે ભૂતકાલની. ૫

પવનમાં તરતા તુજ પ્રાણની   શિતળ છાય હળે ભર ગ્રીષ્મમાં;
વિરમતાં અહિં પંખી રમી રમી   શ્રમિત પાંખ ઘડીક પ્રસારતા. ૬
ઠરિ ગયાં સરતાં નિર નૅનમાં,   બધિર ઊર બન્યું પડઘા ભરી;
તનમનાટ ગયો રુદને ગળી,   પણ ખુટી નહિ અન્તર વેદના. ૭
શમિ ગયા ઉર શ્વાસ ધિમે ધિમે,   ઠરિ ગઈ નિજ લોચનદીવડી;
રમિ રહ્યું સ્મિત મુખ પ્રભા પરે,   ડુબિ ગઈ મુજ ચિન્તન નાવડી. ૮
ફરિ ફરી પૃથિવી અટકી જશે,   જગતનાં સહુ ચક્ર જશે ખડી;
પણ જડેલ ઉરે સ્મૃતિની કડી   મરણથી ય કદી નવ તૂટશે. ૯

## ૪૨ રમણભાઇ મહીપતરામ નીલકંઠ (મકરંદ)—

### તુ ગઇ અને હવે ?

ત્યારે ગઈ શૂં અહિંથી પ્રિયા તૂં ?   મુકીગઈ આ હઇયૂં રિબાતૂં.
હવે મિઠૂં તે મુખ તાકિતાકી   નિહાળવાનૂં નહિં શૂં કદાપી ? ૧
ચિન્તા અને દુઃખથકી પિડાતા   આ ચિત્તને ટેકવવાનિ આશા—
ત્હારા પ્રિયા પ્રેમાથ આવતા જે,   હવે પછી શૂં સહૂ મૂકવા તે ? ૨
શરીરને ને મનને જરૂરે   આધા પ્રદેશે ફરતાં હતૂં જે
સ્વસ્થાન પાછૂં બલ ખેંચનારૂં,   શૂં તે વિના દૂર હવે જવાનૂં ? ૩
ગ્રહો ફરે રવિ આસપાસ,   છાયા ફરે જ્યાં વચમાં પદાર્થ,
પ્રદક્ષિણા એ પ્રિય કેરિ સર્વેઃ   ક્યાં હૂં ફરૂં રે તુજ ચીણ મધ્યે ? ૪
તારાનિ પેઠે સ્થિર એક ઠામ   દુઃખો સુખો સૃષ્ટિ વિષે તમામ
જોઈ રહી ક્ષોભ વિના જરી યે   રહૂં જડાઇ ? ન બને કદી એ ! ૫
શરીર મ્હારૂં સ્થિર રૂહે કદાપિ,   આ ચિત્તને તો ન શકૂં જ રાખીઃ
સ્વચ્છન્દ તે તો ભમતૂં ફરે છે,   —રે તૂં ગઈને સ્થિર કેમ રૂહે એ ? ૬
શું કોઇ શોધૂં કંહિં ધૂમકેતુ   જેને અગાડી વધતો જ દેખૂંઃ
જેને ન મધ્યે કંઇ ખેંચનારૂંઃ   પાછો ફરે જે નહિં કોઇ સારૂ ? ૭
ને છોડિ સર્વે સુખશાન્તિ પ્રીતે   સ્વીકારિને સંગત તેની નિત્યે
નવા નવા રોજ પ્રદેશ ભાળૂં ?   જઉં અહીંથી, અહિંથી જ જાઉં ? ૮

## ૪૩ બલવંતરાય કલ્યાણરાય ઠાકોર—

### જીવતું મોત અને દ્યુતિકણી

સખે ઉર થયેલ એક, યમ વજ્રઘાએ દ્વિધા
કરી, શકલ એકને ફગાવતો ન દૃગ જાય જ્યાં.
રહ્યું શકલ તે ય તે પ્રણતું તન્તુ તન્તૂ વિષે
વહે વખત કારમો ચમકમિશ્ર મૂર્છામહીં.
વહે વખતઃ આપ્તાન સ્મરણ સૂર જાગે, વધે,
ખિલે, ઉર નિમંત્રતા અમુક એક ત્હારા ભણી.
તું યે મનુજ બાપડું, સહજ ધર્મ ચીંધન્તું જે,
તણાઇ અંહિ તે થકી સદય આર્ત્ત આવ્યા કરે.
ભલું તુજ હજો સદા,—દુઃખસમુદ્રના દ્વીપ હે,
સુશીતલ સુછાય પટ્ટ સજતો જ દુર્વાતણા,
અનેક ઋજુ ઊંર્મિમાં વહન ખાસ રેલાવતો,
ત્હને વિરમવા, ત્હને રુઝવવા, ત્હને ઠારવા,
નવા ઉજમથી ત્હને ફરિ ચડાવવા યૌવને.
સખે, વિરમ. ખન્ધુતા મકરિ જો સુખો કૂદતાં,
હૃદો તન ટકે જ્યહાં લગણ ત્યાં લગી આપણી.
વડીલ સુજ તાહરાં, તુજ વળી થયાં મ્હાહરાં,
નથીય શિશુ બેયનાં ઉભયનાં રહેલાં બની.
વળી હિત વિશેષ મર્ત્ય જગમાંહિ જે જે કંઈ
મળે ક્ષણિક, વા સુપ્રાક્ષણિક,—તે હજો તાહરાં!
શું કામ થથરે, સખે? ફક્ત દાખવું છું ત્હને
પટાન્તર વિમુક્ત, ધર્મ તુજ જેહ જોવા તણો:
મોત, જીવતું મોત, એમાં વધુ વસમું કયું,
એ જ્ઞાનાગ્નિજ્યોત થકી ભલે ઉગર્યાં સખી!

સખો, અઇ. રહી સદા તદપિ વ્યસ્ત આક્રંદમાં,
રહી દ્યુતિકણી વળી વિમલ પેટ ફંદાળમાં.

## આપણી કવિતાસમૃદ્ધિ—૪૩

રહી દ્યુતિકણી સજે વદન વ્યસ્ત બ્રહ્માંડથી,
જુવે મુજ ભણી ઘણી વખત લોચનો માંડતી.
ઉઠે દ્યુતિકણીથકી કવચિત શબ્દછાયા વળી.
ઉઠે વદન સૂર એ અસલરૂપ મારો થયાં,
—નહીં ફક્ત સ્વપ્નમાં, વિજનમાંહિ, ઐકાગ્ર્યમાં,
નહીં ફક્ત થાકમાં, વિપદમાં, ઉરગ્લાનિમાં,
—અકારણ ઉઠે શમે, સ્થલ બધે, દશા સર્વમાં,
ભમે મુજ સહે સદા ય, મુજ દેહ છાયા સમાં.
નથી વદન એ, નથી રટણ એ રહ્યાં સ્થૂલમાંઃ
—સહે નયન શ્રોત્ર સ્થૂલ ક્યમ સૂક્ષ્મ હુમલા જ એ ?
સહે, નવ સહે ભલેઃ દ્યુતિકણી જગો સર્વદાઃ
બનો વિમલ, વિમલ, વિમલ-નયન શ્રોત્ર ઉર પંડ આ.

૪૪ વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી—

### મીઠી માથે ભાત

ડુંગર કેરી ખીજમાં ગાંભુ નામે ગામ,
ખેતી કરતા ખન્તથી પટેલ પાંચો નામ. ૧
સીમ થકી છેટી હતી વાડી એક વિશાળ,
ભોંય બધી ભગરી અને રૂડી અધિક રસાળ. ૨
નવાણુ છે નવ કોસનૂં, ફરતાં જંગી ઝાડ,
ચોપી તેમાં શેલડી વાળ્યો રૂડો વાડ. ૩
પટલાણીએ પુત્રનું મુખ દીઠું છે માંડ;
મીઠી ઉંમર આઠની બ્હેન લડાવે લાડ. ૪
શીયાળો પૂરો થતાં પાક્યો પૂરો વાડ;
વાઘ શિયાળ વરૂ તણી રહેતી વગડે રાડ. ૫
કેળ સમી સૌ શેલડી ઝૂકી રહિ છે ઝુંડ,
રસ મીઠાની લાલચે ભાંગે વાડો ભૂંડ. ૬

ચીચોટા  બેસારવા  પાંચે કરી વિચાર
બાવળનાં નથ બૂતડી  તુર્ત કર્યાં તૈયાર. ૭
સોંપ્યું સાથી સર્વને  બાકી બીજૂં કામ,
સાધન ભેળૂં સૌ થવા  તવા તાવડા ઠામ. ૮
પટલાણી પેખી રહી  પટેલ કેરી વાટ;
રેંડો ચેળા થઇ વહી  પડતૂં ટાઢૂં ભાત. ૯

કહે મા, "મિઠી લે હવે ભાત આપૂં, દિકો લાવ ઝ્હારી કને, જાણું બાપુઃ
હજી ઘેર આતા નથી તૂજ આવ્યા, ભુખ્યા એ હશે વાડ કામે થકાયા." ૧૦
"ભલે લાવ બા જાઉં હૂં ભાત દેવા, દિઠા છે કદી તેં ઉગ્યા મોલ કેવા?
મિઠી કેળ શી શેલડી તો ખવાશે, દિઠી છે ટુંકી વાટ જલ્દી જવાશે." ૧૧

વહી જાય વેગમાં  ફાવી ભરતી ફાળ
ગણે ન કાંટા કાંકરા  દોડે જ્યમ મૃગબાળ. ૧૨
ડુંગર ગાળી ગીચમાં  કેડે કુદતી જાય;
સામો વાડ ઝઝૂમતો  જોતાં તે હરખાય. ૧૩
હમણાં વાડી આવશે,  હમણાં આપૂં ભાત;
એમ અધીક ઉતાવળી  દોડી મળવા તાત. ૧૪
બખોલમાંથી બ્હાર ત્યાં  વાઘ ધસ્યો વિકરાલ;
થપાટ પાછળથી પડી  બાળા થઇ બેહાલ. ૧૫
ભાત ઓઢણી તો રહ્યું  ઝરડામાં જકડાઈ;
મીઠી બાળા મોતના  પંજામાં સપડાઈ. ૧૬
વાઘ ઉપાડી ક્યાં ગયો?  કુદરતમાં કકળાટ!
વૃક્ષ ઉભાં વીલાં બધાં!  સુની બની સૌ વાટ! ૧૭
સાંઝ વહી સુનકારમાં  ઓઢીને અંધાર;
રાત રૂવે છે રાનમાં  આંસુડે ચોધાર. ૧૮

પ્હોંચી ઘર પાછો કરે  "મીઠી!" "મીઠી!" સાદ;
"ઝ્હારે તેર મોડૂં થયૂં  રેંડો ન રહ્યો યાદ." ૧૯
પટલાણી આવી કહે,  "મોકી છે મેં ભાત,
મળી નથી તમને હજી?  રોકાણી ક્યાં રાત?" ૨૦

"જડી નથી મીઠી ક્હને    મારગ ધોરી વાટ;
કહાં, ગોત કરવી હવે ?    ગઈ હશે પગવાટ."    ૨૧
બની ગયાં એ બ્હાવરાં    બન્ને મા ને બાપ
ગયાં પુર્તે તે ગોતવા    કરતાં કંઈ સન્તાપ.    ૨૨
નભથી ચાંદો નીરખી    વિલાય ફિક્કે મૂખ;
ઝાંખાં સર્વે ઝાડવાં,    દારુણ જાણે દુઃખ.    ૨૩
"મીઠી ! મીઠી !" પાડતાં    બૂમ ઘણી માબાપ;
જવાબ પાછો ના મળે    તેથી કરે વિલાપ.    ૨૪
પળતાં આગળ પગ મહીં    અટવાયું કંઇ ઠામ;
તે તો ઘરની તાંસળી,    ભાતતણું નહિં નામ.    ૨૫
ખાલી આ કોણે કરી—    હશે સીમનાં શ્વાનઃ
મીઠી કાં એકલી ગઈ?—    બોલે નહિં કંઇ રાન.    ૨૬
વળી પગે અટવાય છે    ઝરડું, નીચે જોય;
મીઠી કેરી ઓઢણી—    પોકે પોકે રોય.    ૨૭
હા મીઠી, તું ક્યાં ગઈ?    આ શું—ઝમે રુધીર !
ઉત્તર એનો ના મળેઃ    બધું ય વિશ્વ બધીર.    ૨૮
નિરાશ પાછાં એ વળ્યાં    કરતાં અતિ કકળાટ;
"મીઠી મીઠી" નામથી    રડતાં આખી વાટ.    ૨૯
વાડ ગયો વેચાઇ ને    વીતો ગઇ છે વાત;
તોપણ દેખા દે કદી    મીઠી માથે ભાત.    ૩૦

૪૫ ન્હાનાલાલ દલપતરામ કવિ—

સ્મૃતિશેષ વડીલ પૂર્વજ આગળ નવીનનું પ્રાયશ્ચિત્ત

પિતાજી, પત્ર ને પુષ્પે    એ જ આવી વસંત આઃ
ટ્હૌકે છે કોકિલા, એવાં    ટ્હૌકે છે સ્મરણો અહા!    ૧
આંબાની ડાળ ત્હારી, ને    આત્મા યે મુજ ત્હારિયેઃ
ગાય છે સાધુ ને સંતો    હરિની રસહોરીઓ.

ઝૂં'ય તે લઇ આ વીણા સ્મરું છું ગુણ આપના,
પુણ્યશ્લોક પિતા, મંત્રો જપું છું પિતૃભજનના. ૩
છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમઃ
દેવોના ધામના જેવૂં હૈડું જાણે હિમાલય. ૪
બુદ્ધિવૈભવ ને આસ્થા, આશા, રસ, ઉદારતાઃ
એ દૈવી દીપમાલાનાં અંતરે તેજ રાજતાં. ૫
પૂર્યાં છે દુઃખ ને પાપ મનુષ્યે જગમાં કુડાં,
પાડયા અંધારના પાટા તેજસ્વી વિશ્વમાં વડા. ૬
દિઠું એ સૌ દીર્ઘ કાલ, સુધાર્યૂં સુધર્યૂં ય તેઃ
પછી સંસારવાડીથી સંકેલી લીધ દૃષ્ટિને. ૭
બહુ વર્ષો સુધી આપે મૂલવ્યાં મોતિ બ્હારનાં,
પછી પારખવા પેઠા આત્મના દરિયાવમાં. ૮
ઘૂમતાં સૌ દિશે તેને ધાર્યો એક સમાધિમાં,
વાળી બ્રહ્માંડથી 'ચક્ષુ પરોવ્યાં પરમેશમાં. ૯
સ્મિતની સુંદરતાના કપોલે અંકુરો ઉભા,
મધુરાં હાસ્યની દીપે મુખડે મધુરી પ્રભા. ૧૦
આત્માનું તેજ, વીંધીને રોમરોમ, વિકાસનૂં;
બ્રહ્મર્ષિ, આપને દેહે બ્રહ્મવર્ચસ્ વિલાસનૂં. ૧૧
વેદ જેવા મહાભાવ, દેવ શા દિવ્ય કાન્તિના,
પ્રકાશે પરમાનન્દે એવી અખંડ શાંતિના. ૧૨
સહસ્ર ધારથી જેમ વર્ષે છે મેઘની ઝડી,
લોકમાં વર્ષતાં તેમ આપના આત્મના અમી. ૧૩
સિંધુ મધ્યે વહે જેવી ઊર્મિઓ નદીઓ તણી,
લોકનાં હેતનાં પૂર વ્હેતાં તેવાં તમો ભણી. ૧૪
સારૂપ આશિષો વ્હોરી જનોમાં શુભ નામના,
સંચર્યાં લઇ સદ્ભાવો આપ અક્ષર ધામમાં. ૧૫
દેહના સુરથે સ્થાપી દેહી કેરા મહારથી,
ઇંદ્રિયોના અશ્વ જોડી, લગામો વૃત્તિની ગુંથી, ૧૬

વિવેક સારથી માંડી અખંડ પ્રભુની દિશે,
ત્હમે કીધી મહાયાત્રા વિશ્વના વિષયો વિષે. ૧૭
નિત્યે જીવનમાં યોગી, તત્ત્વચિંતક ચિંતને
શાણા સંસારિ સંસારે, તપસ્વી જ તપોવને: ૧૮
ભક્તિદેશે મહાભક્ત, કૂંપળો ભાવની કુળી,
–આપને આંબલે એમ ડાળિયો સૌ ફળી ફુલી. ૧૯
શું શું સંભારું ને શી શી પૂજું પુણ્યવિભૂતિ એ?
પુણ્યાત્માના ઉંડાણો તો આભ જેવાં અગાધ છે. ૨૦

૨

ને એવું યે હતું જ્યારે પડયો'તો પિતૃભાવથી,
વિસારી પિતૃ પૂજા હું ખડયો'તો પુણ્યપ્રવાહથી. ૨૧
બહુ અવગણ્યા, તાત! અસત્કાર્યા, અનાદર્યા,
રે અપમાનને ગારે આ હાથે દેવ અર્ચિયા! ૨૨
ખીજવ્યા પજવ્યા પૂરા: કુમળું દિલ કાપિયું,
ને ત્હમારા દિનો છેલ્લા ઝેર કીધા —સહુ ગયું. ૨૩
ગયો તે યુગ મસ્તીનો, કેઝાવાતો ગયા બધા:–
આપના મૃત્યુએ તાત, આછાંનીર ઉંડાં પિધાં. ૨૪
પાપની મોહની પેખે, ન તો યે મોહ પામતા:–
પુરાણી ને પુણ્યવંતી આર્યોની એ જ આર્યતા. ૨૫
જન્મની વેળ જે આપે સીંચી'તી મુજ અંતરે,
નિભાવ્યો આર્યતાએ તે, ને બચાવ્યો પ્રભુવરે. ૨૬
ભમે છે આ ગ્રહો આભે, કોઇ તોયે નહીં પડે;
ન છૂટે દાંડિથી જો કે વીંજણો રમણે ચડે ૨૭
રમીને ને ભમીને હું આવ્યો છૂં આપ છાયમાં:
દેજો એ છાંયડો શીળી દીધી છે જેમ કાય આ. ૨૮
સૌ અળવીતરાંની એ ક્ષમાઓ તાત, આપજો:
ન જોશો માટિને, દેવા! માનજો પંક પંકજો. ૨૯

અરે આરબ્ધ તો ઘેલું રહે છે દૂર માગે તોઃ
ન માગે દોડતૂં આવેઃ ન વિશ્વાસે કદી ર્‌હેજે. ૯
અહો શું પ્રેમમાં રાચે? નહીં ત્યાં સત્ય પામે તૂં:
અરે તૂં બેવફાઈથી ચડે નિન્દાતણે નેજે. ૧૦
લહે [illegible] સત્ય જે સંસાર તેનાથી પરો ર્‌હેજેઃ
અરે એ કીમિયાની જો મઝા, [illegible] તે પછી ર્‌હેજે. ૧૧
વફાઈ તો નથી આખી દુનીઆમાં જરા દીઠીઃ
વફાદારી બતા'વા ત્યાં નહીં કોઈ પળે જાજે. ૧૨
રહી નિર્મોહ શાન્તીથી રહે એ સુખ મોટું છેઃ
જગત બાજીગરીનાં તૂં બધાં છલબલ જવા દેજે. ૧૩
પ્રભૂના નામનાં પુષ્પો પરોવી, કાવ્યમાલા તૂં
પ્રભૂની પ્યારિ ગ્રીવામાં પહેરાવી પ્રિતે દેજે. ૧૪
ફકીરાજા થયો, શી છે પછી પીડા ત્હને કાંઈ:
નિજાનન્દે હમેશાં બાલ મસ્તીમાં મઝા લેજે. ૧૫

૪૮ જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી (સાગર)— •

અન્ત પ્રતિ

'ત્હને તૂં ચાહે છે?' શ્રુતિ પર પડ્યો શબ્દ પ્રભુનો,
અને મેં ધાર્યું કે મુજ હૃદય વ્હાલું પ્રતિ શાખ્યું:
ત્હને લાગ્યૂં કે હું પ્રભુ પ્રતિ બહુ પ્રેમ ધરતોઃ
પ્રભૂને ના ચાહું? કયમ કદિ બને એ, મુજ થકી! ૧
'ત્હને તૂં ચાહે છે?' કુટિલ બહુકારો કૈં થયોઃ
વિચારોમાં ઝૂકી મગજ મુજ કૈં ડ્હોળવું બનેઃ
ન ચાહું કે ચાહું પરમ પ્રભુને હું હૃદયથી?
પુછયૂં મેં પોતાને, પણ ન કંઈ યે સ્પષ્ટ સમજ્યો. ૨
ખરૂં વ્હાલૂં તે શૂં? મુજ મન વિચાર્યું સ્થિર કરીઃ
અને એ પ્રશ્ને તો મમ હૃદયનૂં ખોલિ ઉકળ્યૂંઃ

ઘણી અન્ધારીઓ દુર થઇ, કંઈ તેજ પ્રકટ્યું,
અને અન્તસ્તેજે સકલ જગ તેજોમય દિઠું. ૩
હતું શુદ્ધ જ્યોતીઃ વિભુમય હતું વિશ્વ સહુ આ:
વિહારી વ્યાપેલો વિકસિત વિલાસે હૃદયમા:
ચિદાત્મા હું-તુંમાં કરુણ વિભુ પ્રેમેવશિ રહ્યો:
પ્રભો, ઓ, ત્હારાથી સકલ જગ ચૈતન્યમય છે! ૪
દિઠી ત્હારી સ્નેહી કરુણ સમદષ્ટિ સહુ પરે:
અણુ યે ના ખાલી: નિરખું વિભુને વ્યાપ્ત સઘળે.
ચાહે છે સૌને, વળિ જગત આ તુંમય બધું,
છતાં હું અજ્ઞાની તુજ જગતને ચાહિ ન શકૂં. ૫
ચહું છું શબ્દોથી: હૃદય પણ ચાહે નહિં ત્હને,
અને એવું, કાં કે તુજ-મુજ બન્યાં એક જ નહીં:
હવે લાગે છે કે હજિય પ્રભુને ચાહિ ન શકૂં,
છતાં યે છૂં જૂઠો, પતિત, ઠગતો 'ચાહું' કહીને! ૬
—ચહું જો સ્વામીને કયમ નવ ચહું આ જગતને?
નથી એ બે જૂદાં, જગત હરિ બે એકરુપ છે.
અને શી આજ્ઞાઓ પરમ પ્રભુની શબ્દ શ્રુતિએ
સ્મૃતિએ છે!—તો યે કમનસિબ પાળી નવ શકૂં. ૭
અન્તઃશ્રુતિ પિછાનૂં છું અરેરે, ખેદ થાય છે:
'પ્રભુને ચાહું છું' ક્હેતું હૈયૂં જાતે ઠગાય છે.

૪૯ હરિહર પ્રાણશંકર ભટ્ટ—

નિરભિમાન

ભલે મન વિવેકહીન તિમિરે સદા આથડે,
અને હૃદય કલ્પનારહિત, કૂપમાંહી પડે;
ભલે સકલ ઝિંદગાનિ રસરંગહીણી જતી,
પરન્તુ ન હિ નમ્રતારહિત ચિત્ત થાજો કદી. ૧

ભલે સ્ખલનને પૂર્વનાં સ્મરણથી સદાયે બળું,
પરન્તુ ન હિતે ભુલી મદ-નઠોર થાવા ચહું;
સદાય નિજ દોષ કાજ અનુતાપ વાળા પરે
વહે તુજ દયા, વિભો, ફિકર શી પછી છે મ્હને? ૨
દિનેશકર કોમળાં ધનુષ મેઘમાંહી રચે,
નિહાળિ શિશુ ભાઇ ભોળું નિજને બતા'વા ધસે:
ધઈ વિવિધ વર્ણ એમ જગ આગળે સૂર્ય તે
કટાક્ષ કરુણા તણા તુજથી જે લમે અન્તરે ૩
પરન્તુ કદિ વર્ણ એ મુજ ગણું, બણા'વા કઈ,
અને હૃદયમાં પરેલ તુજ રશ્મિને વીસરું,
કરી પ્રખર તો, પ્રભો, કિરણ તાહરા તે સમે
સુકાવ વિખરાવ એ હૃદય મેઘને, વર્ણ—ને. ૪

૫૦ અરદેશર ફરામજી ખબરદાર—

વિશ્વપ્રભુજ્યોતિ

સાગર કુદે નિજ તાનમાં, ભરતી ભરે, ખાલા કરે,
ને ગૂઢ લેખે જગતનો ઇતિહાસ તટ પર ચીતરે;
ફરિ એ જ સાગરતીર હું આવી પડૂં તે વાંચવા,
પળએક કંઇ સમજું જરા ત્યાં હૃદય લાગે નાચવા. ૧
એ પળ વિષે પડિ રેતમાં હું જોઉં ઊંચે ને નિચે,
રજની ધિમે અંધારજાલ આકાશથી જગ પર ખિંચે:
મ્હોટા મિનારા વૃક્ષ સૌ, દુનિયા બધી તેમાં ડુબે,
એ નિત્ય પ્રલય જ નિરખવા તારા નભે નિકળી ઉભે. ૨
દુનિયા ડુબે દુનિયા તરે: એ જોય માનવ સર્વદા:
આ વિશ્વના પલ્લાં તણી દાંડી રહે નવ સ્થિર કદા:
દુનિયા તરે દુનિયા ડુબે: માનવ ઉઠે માનવ સુવે,
ને બાર વ્હેતા આખિરે આવી જૂનું અઘરૂં જુવે. ૩

દુનિયા ડુબે દુનિયા તરે; તરતાં ડુબે ડુબતાં તરેઃ
ડુબતાં વિણે મોતી અને તરતાં ઝિલે તારા ડરે!
એ વોણતું એ ઝીલતું આ વિશ્વ ચાલ્યૂં જાય છે,
અગણીત વર્ષ થયાં ઉભય પલ્લાં હિંડોળા ખાય છે. ૪
દુનિયા બધી અધુરી દિસે· માનવ બધૂં સમજે નહીંઃ
આ સત્ય શૂં, આ શુદ્ધિ શૂં, કરિને પટે શંકા મહીં.
—અધુરૂં દિસે નજરે બધૂં તે પૂર્ણ સર્વ· થશે· મળી,
છૂટી પડી લાગે કડી, સંધાય ત્યારે સાંકળી! ૫
નહિ સત્ય દુર્ગમ કોથકી, નહિ શુદ્ધિ દુર્ઘટ કો દિસેઃ
જોતા બધા તારા જુવે, કુસુમો બધા કાજે ખિલેઃ
કર્તવ્ય કરતો માનવો નિજ ભાગ નાખે તે વિષે,
શંકા કરે નહિ કે ન ભેદાભેદ જાણે કો મિશે. ૬
માટીથકી કંચન જડે, પત્થર વિષે રત્નો મળે,
હા, તેમ માનવ દેહમાંથી દેવ આખર ઝળહળે!

સુખદુઃખનું આ વૃક્ષ વધતૂં મંજરી ભર ધારશે,
ફલફૂલથી ઝૂકી રહી આનન્દ દિવ્ય પ્રસારશે. ૭
કંઇ પર્વતો પિગળી જઈ આકાશમા ઊડી જશે,
પડશે ધરા સાગરમુખે, સાગર હડી ખાલી થશે,
ખરશે ઉડુ, રવિ શીત થશે, પડશે શશી કાળો ખમાં
પણ માનવો કર્તવ્યવશ વધતો જશે નિજ તેજમાં! ૮
જે તેજ વેરાયૂં જગે તે બિન્દુરૂપ રહ્યૂં બધે,
આ વિશ્વમાં તારાસમૂં નિયમે રહી આગળ વધેઃ
અન્ધારમાં ઘસડાય, પણ છે દષ્ટિ દૂર દિશાભણી,
કો મહાતેજ વિષે જઈ મળશે બધી જ્યોતિકણી! ૯
નીચે પડો આ રેતમાં જોઉં ઉંચા આકાશને
આતુર નયન નિરખૂં ગગનમંડળ રમાતા રાસનેઃ
બ્રહ્માંડ કુંજે ચમકારતૂં જ તણાય ઉંડી તાનમાં,
ને આ ધરા પણ દોડતી લઇ જાય સૌ તે સ્થાનમાં. ૧૦

તો હે મહાસુખ સાગરા ! તુજ ઘોષ નિત્ય ગજાવજે!
એ ઘોષમાં અમને સદા કર્તવ્ય અમ સમજાવજે!
તુજ નિત્યજાગ્રત હૃદયનું બલ આપજે અમને જરા,
આ પળસમી કંઈ ધન્ય પળ દેજે ધણી, હે સાગરા ! ૧૧
અન્ધારમાં આ તારલા નિજ પન્થમાં વાધે ક્રમે,
આકાશ ભરતા દિવ્યતેજે જઈ પ્રભાતે સહુ શમેઃ
ત્યમ આ ધરા પર ઘૂમતા, હે સાગરા, આપણુ જશું
તે દૂર દિવ્ય પ્રસંગમાં તું, હું, બધા સાથે થશું. ૧૨

૫૧ ગણપતરાવ ગોપાળરાવ બરવે—

પણ્ડે બ્રહ્માણ્ડ

સૌ મુજમાં મુજમાં મુજમાં રે ! ધ્રુવ.

શું કુસુમો ખિલતાં મધુરાં, શાં કુરંગ નાચે ભોળાં,
શાં હસતાં નદીઓ નાળાં, શાં વરસે વાદળ કાળાં— સૌ૦ ૧

ફરતા શું તારા ઝગમગ, બળતો શો સૂરજ ધમધગ,
શી સજતા ઉપવન બગિચા, ગાતાં શાં ટોયલ મેના— સૌ૦ ૨

વસતાં શાં લન્દન પારિસ, પૂજાતાં કાશી મક્કા,
ફરતા શું યોગી ઘરઘર, થાતી શી પૂજા હરિ હર— સૌ૦ ૩

દોટે શી ગાડી ફેરફર, ચાલે શી બોટો ઝરઝર,
હવમાં તરુવરના તડતડ, લડતી શી ફોજો મરમર— સૌ૦ ૪

શાં દર્શન વેદો મઝહબ, શા ત્રિપિટક, કુરાન, બાઇબલ,
બુદ્ધ શંકર ઈશુ મહમ્મદ, શું રહેવું સહેવું સૌનું— સૌ૦ ૫

તે કપિલ કણાદ અફલાતુન, તે સ્પેન્સર કાન્ટ હેમિલ્ટન,
શી રામ યુધિષ્ઠિર નટવર, શું વિક્રમ શિવજી અકબર—સૌ૦ ૬

હું આગળ પાછળ ઉંચનિચ, છું ગુપ્ત પ્રકટ વચ્ચોવચ,
સૌ માણુક આશક પ્રિયજન, સૌ જીવો દેવો ચિદ્ધન—
સૌ મુજમાં સોડહં સોડહં !—સૌ૦ ૭

## ૫૨ અનવરમીયાં આઝમમીયાં કાજી ("જ્ઞાની")—

### સાક્ષાત્કાર સીડીનાં સાત પગથિયાં

કહોને સખી શ્યામ વિના કેમ રહિયે રે! ટેક

શનિવારે સખી મ્હારા સ્વામી રે મહાસુનમાં રહ્યા પ્રેમધામી રે,
મુને મળતા નથી મોક્ષગામી: કહોને૦ ૧
રવિવારે મળે કોઇ રૂખો રે મુને અગમગઢ આવે મૂકી રે,
સુનમાં પ્હોંચી ને થાઉં હું સૂખી: કહોને૦ ૨
સોમવારે તે સુખમણ સેજે રે પોઢી દેખે શ્યામળિયાનું તેજે રે
ત્યાંથી સૂરત માસૈયૂ ભેજે: કહોને૦ ૩
મંગળવારે તે મહાસુન માંહે રે તાલ મૃદંગ્ અનહદના થાયે રે,
ધોળ મંગળ પ્રેમનાં ગાયે: કહોને૦ ૪
બુધે શુદ્ધિ શરીરની ખોઈ રે નિજ મૂર્તિ પ્રત્યક્ષ જોઈ રે
નથી આપ વિના બિજૂં કોઈ: કહોને૦ ૫
ગુરુવારે બ્રહ્મ રૂપ જોયૂં રે ચિત્ત મ્હારું શ્યામળિયાથી મોહ્યું રે
દુઃખ પાંચ પચીસનું ખોયૂં: કહોને૦ ૬
શુક્રવારે શિખર ગઢ આવી રે સુરતી અગમ અગોચર લાવી રે,
દેખ્યાં અલખ નિરંજન ભાવી કહોને૦ ૭
સાત વાર કહ્યા સર્વે પૂરા રે "જ્ઞાની" પ્રેમમાં થઇ ચકચૂરા રે,
રૂહે છે આઠ પ્હોર હજૂરા: કહોને૦ ૮

## ૫૩ હરજીવન કુબેરજી ત્રવાડી ( ઋષિરાય )—

### અવળી વાણી

આ દશા સદ્‌ગુરુ થકી આવે: ભલા રે આ દશા૦ ટેક.
ઘાંચીને બાંધીને ફેરવે ઘાણી, જલ અગ્નિને તપાવે, હાં રે હરિ જલ૦:
ધોબીને જલ વિણ ધોતિયું ધોવે, અન્ન મનુષ્યને ખાવે,
સોનારને સુવર્ણ તાવે: આ દશા૦ ૧

કોણ ગણી શકે વારુ ?* અને આવી કવિતાભાસી પદાવલિ (પોએટિક ડિકશન)ની શબ્દાલુતા (વર્બોસિટી verbosity) રા. ન્હાનાલાલની રચનાઓમાં ઓછી નથી. એમની અછાન્દસ રચનાની ટુંકડી ટુંકડી પંક્તિઓથી છે તે કરતાં પણ વધારે હોવાનો ભાસ થતો હોય, તો ભલેને !

ગજેન્દ્રની કૃતિ ૪૯ કડી લાંબી છે. તેમાંની પ્હેલી ૨૪ માંથી ૧૩ જ લીધી છે. અહીંના આંક પ્રમાણે ૧૪ મી થી છેલ્લી, તે મૂળની છેલ્લી ૨૫ કડી છે. કોઇક ઠેકાણે મૂળમાં "ગિરિનાર" છે; ગિરિઓમાં નાર એવો અર્થ અને શ્લેષ એ કોઇ ઠેકાણે આવશ્યક નથી, એટલે અહીં બધે ગિરનાર જ છાપ્યું છે. એક ઠેકાણે "દીપડા" શબ્દ છે, તે ફેરવીને મૃગેન્દ્ર છાપ્યો છે.

અર્થ ૧ છેક ઢોલારના ઝાંપા લગીનાં માણસ બચપણથી જ ગિરનાર ભણી વારંવાર નજર માંડે છે. પડછંદ પ્રચંડ ૨ **આળખ્યો** આલેખ્યો. પાસે ર્‌હોચતા માણસને તે એટલો તો અતિકાય લાગે છે કે...૩ પંક્તિ ત્રીજી ગુજરાતી ભાષાની શક્તિ રત્નની જેમ સદાજ્યોતિમય દીપાવે છે. ૧ લી કડી ગરવા શબ્દ ઉપર તો ૩ [illegible] કડી વિરાટ શબ્દઉપર જાણે ભાષ્ય છે. ૨ જી કડી અણદીઠેલ વિષે કલ્પના અને તેના વાસ્તવિક દર્શન વચ્ચે કેટલો તો તફાવત, તે રજુ કરે છે. આ કૃતિમાં બીજી પણ આવી અર્થગર્ભ કડીઓ છે.

૪ લો જુવો. તાંડવ અતુલ શક્તિના. પત્થર શબ્દને પથ્થર લખવા માટે આતુર જોડણી સુધારકો (!) ને આ પંક્તિ ભેટ ધરુ છું. †

૫ જીવન સ્થૂલદૃષ્ટિનાં પડળ ઉતરી જતા જેનાં દર્શન થાય તે અમરવાનું જીવન. ૬ પૂર્વાર્ધનો તરંગમસ્ત જેટલો સાચો તેટલો નાજુક છે. ૭ **માત** અમ્બાજી ગહન ગવ્હરી, રહસ્યની ઝાંખી કરાવતા. ૮ ફાળ સશક્ત થડનારા મોટી ડાંગને ટેકે ચારપાંચ પગથિયાં ડગલે ડગલે કુદે છે. ગજેન્દ્રને એમ ચડવામાં અપાર આનન્દ આવતો. કૃતિના (અહીં)

---

* આમ કરવાની કટેવ રા. રા. નરસિંહરાવને પણ છે. કવિતા સાધવાને બદલે કેટલીય વાર તેઓ આપણને બાળકની જેમ આશાટટળતા રાખે છે; બાળકને આપણે ખાવાનાનો દાબડો છીંકે બતાવિયે, છીંકા તળે પણ લઇ જઈને કહિયે "જો, આમાં છે !" અને આપિયે નહીં;—એ પ્રમાણે.

† રમૂજ માટે એજ જાતનો બીજો એક દાખલો નોંધુઃ રા. રા. નરસિંહરાવ આંખ, સુણ (સાંભળ), વગેરેમાં ય બોલાય છે માટે લખવો એ મતના છે; આંખ્ય, સુણ્ય, વગેરે લખે છે. આ લેખન અને ઉચ્ચારણથી હું સૂગાયો ક્યારથી ? એમની જ કવિતામાં "સુણ્ય સુણ્ય" બે વાર સાથે આવે છે તે એમની પંક્તિ જોઇ ને, ત્યારથી !

પાચ વિભાગ પડે છે, છેલ્લો ૬ કડીનો, બીજો દરેક આઠનો. ૯ ઘન અને ધુમ્મસ ધરી બધું જ ઢંકાઈ જાય, ઘરી ખસી જતા અતલ કરાડોની કોર પર જ ઉભા હાજિરે. ૧૦ બીજી પંક્તિ દ્રુતવિલમ્બિત, બાકીની ત્રણ સજ છન્દ. ગિરનાર વિરાટ મૂર્તિ છે, અને વળી અત્રનીથી ઉચ્ચ ભૂમિની સ્પૃશ નેત્ર કરી શકે તેવી ને તેવી માપી પણ કરાવે છે, સ્મૃતિમા રહીજ જાય એવી સચોટ રીતે. ૧૧ સૂક્ષ્મસ્થૂલ બને અર્થનુ સુસંગ નિરૂપણ કડીઓના અનુક્રમ માત્રથી કેટલાક ધ્વનિ સ્ફુરે, એવી કલામય ગોઠવણ મનન વડે જ સધાય. પોતાનુ લખેલુ પોતે સુધારી ન શકે, એવા કવિઓમા આવા ગુણ જવલ્લેજ દેખાય. ૧૨ બીજો તરંગ, પ્રથમના જેવો જ લલિત, અલંકારિક જેને ઉત્પ્રેક્ષા કહે છે તે અલંકાર આવા સ્થળોમા લેવામા જ ઔચિત્ય છે ધુમ્મસની અત્યન્ત ધાતી અને શુભ્ર નાગણ્યાઓ ગિરિ ચડતા પથિકને વારવાર ભીંજવી દે છે, એ કુદરતરૂપે પણ વાસ્તવિક વર્ણન છે ૧૩ નિસર્ગે કુદરતમા સ્વાગતના સાજનો હોય, એ માન્યતા બરાબર છે, આ ગિરનાર એ જ મંત્ર સમજાવ્યા કરે છે, એવો પ્રત્યક્ષાનુભવ આપ્યા કરે છે અને સાધુસંતોના સત્કારો અને આતિથ્યો પણ ત્યાં કેવા છે ૧૪ પરંતુ નાખે તેને કહે છે શાન્ત નગે, ભાવનાસ્ફુરણ સિદ્ધિ મળે. ૧૫ માણસ આમ પ્રકૃતિપૂજનમા પણ સ્થૂલ વાસનાઓને લાવે, તે એની પામરતાને જ પુરાવો છે. હે પ્રભુ માણસને આવો જડ કેમ સરજ્યોં વારુ? ૧૬ આ યાત્રીને રાજપાટ ન ખપે તપ ન ખપે. વળી અહી જ જુઓ નાગાઓના પણ બરફની લેવાય પાડ્યા છે, તેનો પુરાવો આ રહ્યો સામે ૧૭ કેવળી ફરમાની, ફરફરની, શબ્દશુદ્ધિ માટે આગ્રહ હોય તો ફરમાની કે ફરફરની વાપરવુ ૧૮ ધન આ મન્દિરો (૧) જૈનોનુ સૂક્ષ્મ ધન (૨) એમના સ્થૂળ ધનના પુરાવા, બન્ને અર્થ ૧૯ પગથા તોડ્યા, પત્થર કાપ્યા, પોચાની છાપ કોનુ ઉપર પડે?—અરે સ્થૂલબુદ્ધિ બન્ધુ, આ પત્થરે પત્થર મહાતની શાખનુ પગલું છે ૨૧ એક દેવી અનન્ય, સુવિખ્યાત 'એક' શબ્દનો આવો પ્રયોગ સરળતમા આવે તો છે, ૨૨ અહી અમ્બાજીની ટુક ચડવા કેટલા પ્રયત્ન માટે ગણનાના આત્માને પ્રાર્થના કરે છે, એ પણ આ યથોચિત તરંગોથી ઉત્તર કવિ કૃતિનો એક સુન્દર કલ્પી તરંગ છે ૨૩ સૂર્યેન્દ્ર સિંહ, દીપક ૨૫ એક કવિ કલ્પનાનો જબરો કહો માડ એમ માતાજી, આ આખુ તમારી આન-અગાશીમા હમારે તો બેઉ જીવન સફર!

૨૭–૩૨ ચોથો, જુવે છે હિમમય દામનો અન્તન વિશ્વ જ્યા દેખાય એવો ચિતરે છે તેમા પણ ગિરનારનુ પ્રાધાન્ય રાખે છે જ ૩૩–૩૭ તેના પણ સર્વ સ્થૂલ-

સૂક્ષ્મનું શિખર, પૂજનીયોમાં પૂજનીય, આખા જીવનનો ઉપહાર જે એકને જ ઘટે તે મ્હારા ઇષ્ટદેવી મ્હારા અમ્બાજી. આ કડીઓને રા રા. રસિકલાલની કડીઓ (કૃતિ ૨૯ મી) સાથે સરખાવો. બન્ને પોતપોતાની ઢબની ઉત્કૃષ્ટ રચના છે, પણ એ બે ઢબમા કેટલો બધો તફાવત! ૩૩ ઘણુઘણે ઘંટારવ અને પડઘાઓથી ગાજી હડે. ૩૪ ત્હારી આંખીથી મ્હને શું શુ નથી થતુ! ૩૫ બેભાન, ભાવભ્રમિત, વિક્ષિપ્તચિત્ત. ૩૬ બન્ધ, પાંખ ધર્મપક્ષનો કવિતાપક્ષનો બન્ને અર્થ ૩૭ સરસ્વતી વાણીની શક્તિ, નથી તે ક્યાથી આપુ? હોય તોપણ એનાથી વધારે મ્હારૂં આખુ જીવન જ લે મા ત્હારે ચરણે, ત્હને એનોજ અર્ધ્ય ધરી દઉ છુ. ૩૮ ગગનચુમ્બિત ગગન જેને ચુમ્બી રહ્યુ છે એવો



## ૧૧ વૃષ્ટિ પછી કુદરતનું સૌન્દર્ય.

### જો! જો! જો! આ — ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

૭૯ ગો મા ત્રિ. સગીત કે પદ્યલયના રસિયા ન્હોતા, બ નેન સમજતા હતા, પણ એમનો કાન જ કઇક તાવમ્હેરો હશે. વળી ગમે ત્યા એક ગુરુને સ્થાને બે લઘુ અને બે લઘુને સ્થાને એક ગુરુ (વૃત્તોમા પણ) મુકાય એવો, —આડો ધડ!— એમણે નિયમ જ કરેલો એટલે એમના મીઠામા મીઠા પદ અને મધુરમા મધુર પદ્ય ખરી જગાએ ન ઠેકરાય એવા વિરલ અને તોપણ ગુજરાતી કવિતામા લયમાધુર્યના ઊચામા ઊંચા શિખરો છે, તેમા એક બે નવીન શિખરો એમણે સર કરી આપ્યા છે

એવુ એક શિખર આ પંક્તિઓના કટાવબન્ધો છે, બહુવચન વાપરુ છુ કેમકે અહી એક નહી બે કટાવ છે. ‡

---

‡ કટાવ વિષે જુવો રણપિંગળ પૃ ૫૩૭ ૮ કટાવ અને દંડકની સરખામણી માટે દંડક વિષે જુવો એજ, પૃ ૪૧૭—૩૮ દંડકને પદ્યબન્ધ કહેવાય ખરો? એ લયપ્રવાહ છે ખરો? કે અતિઅનિયન્ત્રિત અગર તો તદ્દેવતા (મોનોટોની) દોષે અસુન્દર થતી રચના જ નીવડે? મનસ્વી રીતે કકડા પાડી પદ્ય છે એવો આભાસ થાય એમ એને છાપી તો શકાય, બેશક પરતુ પદ્યવચ સ્વનિયન્ત્રિત સજીવ સાવયવ વસ્તુ છે અર્થવિશદતા જાળવતો વાક્યરચનાનો બન્ધ ગદ્યપદ્ય બન્નેમા જોઇએ, અને ઉપરાત સજીવન લયપ્રવાહ પણ હોય તે જ પદ્ય આ નમૂનામા 'રંગ સજી રે વિશ્વમા રતિ ધણી હજી રે' એ ચરણ ટેક લેખે વાપરીને કડી બાધી છે પંક્તિ ૩૨ માથી શરુ થતો છ દ જગણી કટાવ છે,

**અર્થ** - વર્ષતાં વાદળાં નીચે ઉતરીને નભકટિ પરથી વર્ષે છે. નભકટિ ધારાકર, સ્નેહગર્ભ, કરાકર, કૌતુકકર્ધિ આદિ સમાસો, જેમાંનો એક એક આખી લીટી જેટલો લાંબો છે ( પંક્તિ ૨૯મી ); માતરિશ્વ, સ્વસુખ, વિષ્ણુપદ, અભ્યુદ્યાપ, વગેરે શબ્દો, અને એકાદ સ્થળે જરા ક્લિષ્ટ રચના: આવાં કારણોને લીધે આ કૃતિની ભાષાને અતિ સંસ્કૃત કહેવી પડે છે.

રસધર મેઘ. વર્ષા વર્ષાઋતુ. વર્ષાદ જોરમાં પડે છે, પવન ખૂબ વાય છે, પછી બંને ધીમા પડે છે, અને પડેલા રસના સ્પર્શથી જ સૃષ્ટિની દરેક ચીજ પોતે કેટલી તો રસાળુ સુન્દર છે તે પાંચે ઇંદ્રિયો ઉપર જાણે ઠસાવવાને એકબીજી સાથે સરસાઇ કરી રહે છે. વર્ષાદ રહી જતાં પવન મંદ પડતાં અને તડકો નીકળતાં પંખી બ્હાર આવે છે, ઍરે છે, સેરે છે, કલ્લોલ કરી મુકે છે. સ્વ-સુ-ખ પોતાનું ચૌભીતુ આકાશ, ધરતી અને આકાશટોચ વચ્ચેનું અન્તરાલ પંખીઓનું જાણે ક્રીડાંગણ, સુખચોગાન. માતરિશ્વ ધરની માતાના શ્વાસ રૂપ પવન. ઝાપટા રૂપી બાલક ધરતીમાતાને વળગવા આકાશ રૂપ ધાત્રીની કેડ ઉપરથી સરી પડે છે, ત્યાં માતાનો અતિનિકટ સ્વજન તેને વચ્ચેથી ઉપાડી લઇ ઉછાળે છે; ખેલવે છે, હા હા હી હી કરે છે, વગેરે. વિષ્ણુપદ આકાશ. " ત્રિ-ક્રમ " વામનાવતારનાં ત્રણ પગલાંમાંથી આકાશ એનું ખાસ. ગીત રાસ વગેરે વૃંદાવનમાં તો હોય, આ તો જાણે આખા આકાશને આ આનન્દમત્ત પંખીઓએ વૃંદાવન બનાવી મુક્યું.

---

એટલે કે એમાં સન્ધિ જગણ ( જગાન=લગાલ ) છે. પ્હેલી ૩૧ પંક્તિઓનો છન્દ અષ્ટકલ માત્રામેળ કટાવ છે, એટલે કે તેમાં સન્ધિ આઠ આઠ માત્રાનું ઝુમખું છે. અષ્ટકલ ગણના મુખ્ય રૂપ પાંચ છે,—૪ગ, ૮લ, ૩ગ+૨લ, ૨ગ+૪લ, ૧ગ+૬લ આમાથી પ્હેલા બે રૂપમા બધા જ ગ અગર લ, એટલે અનુક્રમનો સવાલ ઉઠતો નથી. છેલ્લા ત્રણ રૂપના ગલના અનુક્રમભેદે અનેક ઉપરૂપ થાય છે.

અહીં પ્હેલા કટાવમા ઘણુખરું ત્રણ ત્રણ સન્ધિએ એક પંક્તિ ગણી છે; બીજામા ચારથી છ સન્ધિએ. બીજામાં પંક્તિ ૩૮ થી ("મન લો ! મન લો !"—આગળથી) કટાવ સગણી ( લલગા માપનો ) થતો લાગે છે. સગણી કટાવ જગણી કરતાં શિથિલ બન્ધ છે. પરમ્પરિત સગણોને પ્રાસો અને કડીબંધ રાખીને પરમ્પરિત તોટકબંધ લેખે લખવા જ ઉત્તમ છે, પ્રાસ વગરનો કટાવ બનાવવો ઠીક નથી. અહીં શું છે ? વહન જગણી જ ચાલે છે, સગણી દેખાય છે એને આભાસ માત્ર ગણીશું ? કે વહન પૂરું થવા આવતાં વહનને જાણીને સગણી કર્યું છે એમ ગણીશું ? બંને પક્ષને દલીલો મળી રહે એમ છે. આવી અસ્ફુટાકૃતિ રચનાને હું તો દોષ ગણું. જગણી

કૌતુકકર્ષિ અદ્દભુતતાએ ખાસ આકર્ષક, સ્નેહવિષ્ણુ૰ કૃષ્ણ—સ્નેહમૂર્તિ. સંસ્કૃત શૈલીના મોહાન્ધ ભક્તો સમાસાદિ વડે રચાતા ઉક્તિવૈચિત્ર્યને ભલે વખાણો જે ઉક્તિવૈચિત્ર્ય માત્ર વૈચિત્ર્ય, કશાય વિશેષાર્થ વિનાનું, જે વડે સરલ અને સામાન્ય અર્થ આડકતરી રીતે ઓછા જાણીતા શબ્દોમા કહેવાય, તે ગુણવત્ ગણાય ખરુ ? શ્રીકૃષ્ણના મુકુટમાનો મોરપિચ્છ સમૂહ ઇંદ્રધનુ તે આ મોરપિચ્છની કમાન. ઇંદ્રધનુષ્ય શી અજબસુન્દર ચીજ છે તે કહેવાને અજબ વિધિ। શબ્દબાહુલ્ય ( વર્બોસિટી verbosity ) વાપરવુ એ વર્ણનછટામા કોઈક વાર ઉચિત ગણાય, એમ ઉમેરવુ પણ જોઈએ

કરાકર કર ( કિરણ ) ના આકર. આ ચાર અક્ષરનુ ચોસલુ કર્કશ નથી ? રતિ રસ, વારિ, તેનાથી વિરુદ્ધ ગુણવાળા સૂર્યકિરણ, માટે તે રતિમૂઢ પરન્તુ આ ક્ષણે એ કિરણ પોતાની પ્રકૃતિથી ઉલટુ જેવુ આચરી જલદના ઉદરમા, વર્ષાધારાના બિન્દુ બિન્દુમા પેસી જાય છે, અને આ અતિસુન્દર નવુ રૂપ–મેઘકમાન–જન્મે છે. આ કમાન જન્મે છે તે રતિરસ જલના ત્રિભુવનવિજયનો સાક્ષાત પુરાવો! આજે સહુ રગ અન્યોન્ય ખૂબ રતિ કરે છે, રગો પણ અન્યોન્ય રંગે રમી રહે છે પુરાણોમા સૂર્ય ભગવાનના ઘોડાને સાત મુખ કલ્પ્યા છે. આ સૂર્યકિરણોનો પ્રકાશ પણ સાત રંગમા પૃથક્કૃત થઇ જતો જોઈ, માણી, હે મન, તુ રાચ

પણ એ કમાન રતિ વધતા વર્ષાદ વાદલ ફરીને વધતા–પોતાના મૂળમા પાછી ભળી ગઈ, કમાન દેખાઇ તેય રતિનો એક આવિર્ભાવ, દેખાતી બન્ધ પડી તે

---

કટાવને જગણી રાખવા માટે પૂરતી કાળજી રાખવી જોઇએ નહી તો તેને સગણીમા સરી પડતા વાર લાગતી નથી

જુદી જુદી જાતના કટાવોના ઘણા પ્રયોગો થવા જોઇએ કટાવબધ અજ્ઞેય હોવાથી અણખેડાયા રહ્યા છે પદ્ય—એ પણ નિયમિત–મધુર લયપ્રવાહ બીજા શબ્દોમા એક છેડે સગીત બીજે છેડે ગદ્ય ગમે તેવુ કલાગ્રથિત પણ લયમા અનિયન્ત્રિત, અને એ બે વચ્ચે નહી સગીત નહી ગદ્ય એવો પદ્યનય—એ દષ્ટિબિન્દુ જ વિદેશી, અને વિદેશી અસર વધતા ખાસ કરીને અગ્રેજી કવિતાનો પરિચય વધતા, છેક અર્વાચીન સમયમા અહી આવેલુ છે સગીત લેખે ઉતરતો હોય ગણતરીમા જ નહી એવો હોય તે છન્દમા દોષ નથી છન્દોમાધુર્ય સગીતમાધુર્યથી ભિન્ન વસ્તુ છે વગેરે વિચારસમૂહ હજી આપણા કવિઓમાંથી યે ભાગ્યે સમ્યક્ સમજાતો જ નથી નવી રુચિઓ ઉત્પન્ન થતા કલાક્ષેત્રમા સમય લાગે જ અને આ વિષયમા ગુજરાતીમા જેટલી પ્રગતિ સધાઇ છે, તેટલી પણ મરાઠી હિંદીમા હજી નથી થઇ

પણ રતિનો એક આવિર્ભાવ રતિના આવા આવા એક એકથી સુન્દર અસંખ્ય—અકળ આવિર્ભાવોથી જ નિષ્પન્ન થયું છે.

વર્ણવવાના બનાવો અને દૃશ્યોની પરમ્પરાના વેગને પદ્યપ્રવાહનો વેગ ઝીલે છે અને પ્રતિબિમ્બે છે, યથાયોગ્ય વધારે છે ને ઘટાડે છે આખી દૃષ્ટિમર્યાદામાં મેઘ વાયુ અને સૂર્યની અન્યોન્ય પ્રતિકૃતિઓ (action and reaction) અને તેમાંથી નીપજી ક્ષણે પ્રતિફળતી વનસ્પતિ સૃષ્ટિ પક્ષીસૃષ્ટિ અવનિસૃષ્ટિ આદિની પ્રવૃત્તિઓ, અથચ એ સર્વ જોનાર ઝીલનાર સહાનુભૂતિથી ઉકેલનાર સાક્ષી હૃદય-બુદ્ધિની પોતાની દશાઓના પલટા—આ સર્વ વિશદ ચિત્ર વાણીની પીંછી પદરચનાની મદદ વડે એવું તો આબાદ ઉપજાવી આપે છે, કે તેમાં દોષો જો કે છે (ઉપર સૂચવાઈ ગયા છે) એમાં રુચિભંગ થાય એવા અંશો પણ છે, તથાપિ સમગ્ર લેતાં આપણી કવિતા સમૃદ્ધિમાં વર્ષાઋતુના અનુપમવિવિધ સૌન્દર્યનું આ કૃતિ એક ભવ્ય (અતિ વિશાળ અતિ સમર્થ) આલેખન છે, એમ સૌ સ્વીકારશે ક્રાન્તિકારક મોટી વૃષ્ટિ માટે મા ત્રામેળ સ્રગ્ધરા વાપર્યો છે, પછીની ઉલ્લાસ ભરી સૌમ્યતાના વર્ણન માટે ઓછા વેગવાળો અને વધારે નિયમિત જનાક્ષી કડાવબન્ધ વાપર્યો છે. એ પદ્યપલટાનું મોહક ઔચિત્ય પણ કાવ્યને ફરી ફરી વાંચી બે વિભાગને અન્યોન્ય સરખાવી સરખાવીને જોઈ લેવું.

ભાવ અને અર્થના પ્રવાહની સાથે શબ્દ સમૂહ અને પદ્યના લયપ્રવાહનો મેળ, તે જ કવિતાનો પ્રસાદ જેમ ગોરો રંગ માણસનો ગુણ છે, આખા શરીરનો અને ખાસ કરીને મુખનો સમપ્રમાણ સુરેખ ઘાટ અને તેની લલિત સમૃદ્ધિ, તે જ ખરું રૂપ છે, તેમ આખી કૃતિના જુદા જુદા અંગોપાંગનું અસાધારણ ચમત્કારક ઔચિત્ય, તે જ કવિતાનો પ્રસાદ છે આના પ્રસાદવાળી કવિતાઓ જ કોઇ પણ ભાષાની સાચી અમર સમૃદ્ધિ છે.

અહીંની પંક્તિ ૧૦ ' તે રુમઝુમ, ' સ્નેહમુદ્રામાં ને છાપેલું છે, પંક્તિ ૩૨ ' વચ્ચે જ પ્રકાશ, " સ્નેહમુદ્રામાં જ નથી, એ બંને ત્યાં મુદ્રણદોષ છે. અન્તે (પૃ ૪૬) ' નિરખી લઇ લેઇ " એવું નિરુપયોગી જમણાના છોડી દીધું છે.



૧૨ રસવૃષ્ટિ :

ઝરમર ઝરમર રે ઝરમર ઝરમર—ત્રિભુવન પ્રેમશંકર.

**છન્દ** પદ. કવિ પોતે પોતાની ઘણીખરી કૃતિ ભજનની કોઈ જાણીની પ્રસન્ન લઢણમા જ લલકારતા અરવેએ આ કવિતા સારંગ રાગમા ઉતારી છે પિંગળ દૃષ્ટિએ એને ન્હાના અભંગની ચાલ કહી શકાય ‡ એ છન્દના સન્ધિનુ માપ જાળવવા અહીં કેટલાક વર્ણોને ઓછા ગણવા પડે છે, સૃષ્ટિ જેવા શબ્દને ત્રિવર્ણી ગણવો પડે છે ! કવિને છન્દશુદ્ધિ શબ્દશુદ્ધિ કે રાગશુદ્ધિની પરવા થોડી જ હતી પણ પ્રકાશન વખતે એ કોઇ સમભાવી વિદ્વાન માથે આ બધો ભાર નાખી દેતા, અને તે કવિતાને લખતા જે જે ફેરફાર કરી નાખે તે બધા જ સ્વીકારી લેતા અરવે ત ગાયનવાહન પાઠમાળામાથી આ કૃતિ ઉતારતા થોડી કડી છોડી દીધી છે.

**રોમાન્ટિક** ગો મા ત્રિ ના સૃષ્ટિવર્ણન સાથે આને સરખાવો ગે વર્ણન રામ દયાના માનસની સ્થિતિ અવગણતા નથી, ત્રિભુવન બાહ્ય બનાવો અને તેમના સૌન્દર્યને અવગણતા નથી પણ રોમાન્ટિક શૈલી ઊર્મિઓ અને ઊર્મિપ્રદાને મુખ્ય વક્તવ્ય બનાવી તે ઉપર વિશેષ ભાર દે છે. આને ભજન કહી શકાય ખરુ ? હા, સૃષ્ટિના સૌંદર્ય અને રસના આશ્ચર્યો ભાસી વર્ણન રૂપે આ કૃતિ સૌન્દર્યના રસરૂપ સર્વવ્યાપી પરમાત્માની જ સ્તુતિ છે ગેય ઢાળમા

**અર્થ** ૨ **ઓઢ** અભ્રની હારો. ૩ એક અભ્રનાગ કૃષ્ણ બીજાઓ મજબાનાઓ, ગોપીઓ ભૂ ઉપર ( મોર ) ટહુકા કરી નાચે છે કેકા=મોરલા એમ ન લેવુ-મોર કર્તા વાક્યમા ઉમેરી લેવો સ્હાય સ્હાણી કરે. ૭ ફાળ ભરી ભરીને **ગળે** ગળી જાય

સંગીતની સાથે આશ્ચર્યચિહ્ન ફાવતા નથી, પણ ત્રિભુવન હરિ હર્ષદહેતુવની આશ્ચર્યચિહ્નાન્ત વાક્યરચના ઘણી વાપરે છે. અહીં દરેક કડીમા એક આશ્ચર્યચિન્હ આવે કેટલીકમા વધારે પણ મુકવા પડે એવી આ રચના છે (જુવો વિવરણ ૩૩ મુ)

---

‡ **ન્હાનો અભંગ** આઠ આઠ વર્ણી સધિ, સધિ તે જ પંક્તિ, કડી બે પંક્તિએ કે ચારે પ્રાસથી ચારે પંક્તિ અગર બે બેને સાધેલી, માત્ર છેલ્લા અક્ષર પૂરતો પ્રાસ પણ ચાલે અહી ત્રિભુવન ચાર અક્ષરે સધિ ગણી બે સધિનુ ચરણ બે ચરણે પંક્તિ ગણી છે અને ચાર પંક્તિની કડી કરી છે (અરવે ૧૧, રણપિંગલ ૫૩૪-૫ ) આ ન્હાનો અભંગ છન્દ છે 'વનવેલી' છન્દ નથી એમ કેમ વારુ ?

**મોટો અભંગ**—પ્હેલી ત્રણ પંક્તિ છ વર્ણી, ચોથી ચારવર્ણી



## ૧૩ અદ્ભુત મિત્રભાવ:

### કેમ અને ક્યારે માન્યું —બેહરામજી મેહરવાનજી મલબારી

છંદ મનહર‡

વિષય મૈત્રીનો અજબ અભેદ. પ્રકૃતિભેદથી અન્યોન્ય આકર્ષાતા બે માણસનો સમ્બન્ધ પરિચય વધતા હૃદય અને આખા અન્તરના અદ્વૈતમા પરિણમે છે, તેનુ નામ મૈત્રી લાબી ટુકી મુદતના અને વત્તીઓછી નિકટતાવાળા સાથ સંગાથ તો દુનિયામા અસંખ્ય હોય, તે સર્વમા અમૂલ્ય હીરા તુલ્ય મૈત્રી તો અત્યન્ત વિરલ જોવામા આવે છે આવી મૈત્રીના ઉલ્લાસમય વર્ણનવાળી આ કૃતિનો રસ-ક્યો વારુ ? વિચાર કરીને ઓળખો, મનને તમારા અભિપ્રાયનુ કારણ યથાયોગ્ય લાગે ત્યારે જ જવાબ ઉચ્ચારજો, નહી તો પોકળ પકડાઇ જશો

અર્થ ૧ નેક સાચા, પૂરેપૂરા નિખાલસ અને વફાદાર ' એકના બે થવુ " એટલે ફૂટી જવુ, બેવફા નીવડવુ થોડીવારમા સાચી મિત્રતાના અદ્વૈતવાળી દેખાઈ પછી તૂટી જાય એવી મિત્રતાઓ જ્યા ત્યા જોવામા આવે એક તે એક; બે તે બે પણ ઈશ્વર સર્વશક્તિમાન, તે એકના બે પણ વારવાર બનાવી રહ્યો છે !— વક્રોક્તિ, કેમકે કર્તા જાણે છે જ કે બેવફાઇનુ ઉત્પાદક કારણ માણસની પોતાની

---

‡ ૧૦ મી કૃતિ તળે બાકી રાખેલી વ્યાખ્યાઓ અહીં

(૧) દ્રુતવિલમ્બિત ૧૨ વર્ણી જગતી જાતિના આ છન્દની પંક્તિમા ન ભ ભ ર ગણ એની વ્યાખ્યા—ન(સલ) ભા(નસ) ભા(નસ) રા(જભા)

(૨) ૧૧ વર્ણી ત્રિષ્ટુભ જાતિનો નભરલગ માપનો છન્દ 'ગિરનારની યાત્રા'મા આવે છે એ જાતિમા ૨૦૪૮ છન્દ થાય એમાથી ૧૨૯ રતુભાઇભાઈએ નોધ્યા છે, કેટલાના નામ આપ્યા છે કેટલાકના અનેક તેમા આ છન્દ ન હોવાથી એને એના કર્તા ઉપરથી ગજ છન્દ નામ આપીશુ અને એની વ્યાખ્યા—ન(સલ) ભા(નસ) (જભા)ના. લલિત છન્દ ( "કરણ રાજ તૂ ક્યાંઢ કે ગયો " ) મા છઠ્ઠો વર્ણ ગુરુ તે આમા લઘુ એટલો જ બે વચ્ચે ફેર. આટલા જ ફરથી યે બન્નેના ઢાળમા ફેર્યો તો ફેર પડી જાય તે અભ્યાસીએ ધ્યાનમા લેવુ અને 'ગિરનારની યાત્રા'મા આ ગજ છન્દ અને દ્રુતવિલમ્બિતના મિશ્રણ વાળો નવો ઉપજાતિ પણ આવે છે (કડી ૧૦,૧૪, ૧૭, અને ૩૦ )

(૩) એક જ જાતિના બે છન્દનુ મિશ્રણ તે ઉપજાતિ. બે જુદી જુદી જાતિના (અહીં જેમ ત્રિષ્ટુભ-જગતી કે બીજી બે જાતિના) છન્દના મિશ્રણથી ચાર પંક્તિની કડી કરી હોય, તે મિશ્રોપજાતિ.

કુપાત્રતા જ છે. તો શું અમારા બેનો અભેદ પણ પૂરેપૂરો જામવા ન પામ્યો હોત તો તૂટી જાત ખરો કે ? સંભવિત છે ખરું, ના કેમ કહેવાય ! મતલબ કે છેલ્લી ત્રણ લીટીનો અર્થ જરા ક્લિષ્ટ છે. બતલાવે બતાવે માટે સુરત ભરૂચમાં વપરાય છે.

૨ તારનાર Saviour (સેવિયર), આ ખ્યાલ વૈષ્ણવ અને ખ્રિસ્તી ધર્મોની વિચારમાલામાંનો છે. અહંકાર અહંત્વ ગર્વ કે અહભાવ કરતાં વધારે વ્યાપક અર્થ લેવો. આવેશ ઊર્મિ, જુસ્સા. ઉદ્દેશ લક્ષ્ય, ભાવના, જીવન શા અર્થે તેને લગતા સિદ્ધાન્ત અને આવા પૂરેપૂરા અભેદમાં ખાસ તાજુબી એ છે કે મૂળ પ્રકૃતિએ હું ઊર્મિપ્રધાન તરંગી, ડહોળો, ઉછાંછળો છું, તું શાંત નિર્મલ સુધામય છે. મ્હારામાં સમુદ્રના અવગુણ અને ત્હારામાં ચન્દ્રના ગુણ હોવાથી જ 'આપણ બેનું' અદ્વૈત ઇંદુ-ઉદધિના જેવું કુદરતી અને ટકાઉ છે. પોતાના અવગુણ અને મિત્રનાં ગુણ ઉપર ભાર દઇને બોધિલી આ રૂપકશ્લોક વખાણવા લાયક છે. એમાંથી ધ્વનિ પણ સાફ નીકળે છે કે સ્થાયી મૈત્રી ઉંડા (પણ એક બીજા સાથે આખડી ન પડે એવા) પ્રકૃતિભેદનો પાયો માગે છે. ઉછળાઇ, હિન્દુ લેખક અહીં 'ઉછળન' લખત.

૩ જગતતવાઇ જગતનાં દુઃખો જગતની લ્હાયોથી ત્રાહિ બચાવ ! બચાવ ! પરદુઃખે વારંવાર બળતો અને ઝળતો હોવાથી જ મ્હને ત્હારી શીતળ છાયા અને શુદ્ધ નિવૃત્તિ (સાત્વિકતા) કેટલી તો ઠારે છે, તે માપવાને પણ હું અશક્ત છું. તું સંગથી, તું-મય, તું જ થઇને હુ પણ ત્હારા જેટલો પવિત્ર બની શકું છું.

૪ હૃદયવિસ્તાર દિલની મોટાઇ, ઉદાર સમભાવ, દિલાવરી. ગુંજકર ભમરો, કવિ જેવો ઊર્મિલ અને ગણગણતો ભમતારામ કમળ મૂળ નાખી એક સ્થળે ચોંટેલું રહે છે, આસપાસ પાણીની શીતળતામાં. આ રૂપકશ્લોક પણ પોતાની અસ્થિરતા અને મિત્રની સ્થાયી સૌમ્યતા આગળ કરે છે. દયા મધ્યબિંદુ, જેના આત્મા જેના ચારિત્ર્યનું મધ્યબિંદુ, જે સજીવન બિન્દુમાંથી તમામ પ્રવૃત્તિકિરણો ચોદિશ ફેલાય, તે જાણે સ્વયમેવ દયા, મૂર્તિમતી દયા: હે મિત્ર, ત્હારું નામ છે તેવાજ ત્હારા ગુણ છે. પણ રખે આને ભાટાઇ ખુશામદ કે અતિશયોક્તિ ગણી સુગાતો ! હું તે તુ, તુ તે હું- ત્યાં કયો કયાની ભાટાઇ કરવાનો ! પ્રેમોત્થ આનદ કે શોકના અતિશયમાં થોડીઘણી તાણીને ઘટાવેલી ઘટના અથવા દૂરાકૃષ્ટ વિચારણા (conceits કન્સીટ્સ) આવી જ જાય; તે કુદરતી અને અનિવાર્ય હોવાથી દોષ નહીં પણ વિષયને ઘનત્વ (solidity સૉલીડીટી) આપનારો ગુણ છે.

અહીં સાગર-શશીનું રૂપક અનુપમ રીતે વપરાયુ છે તે ઉપર આવી ગયું.

પણ એ વિષયનો સામાન્ય વિચાર કરતાં સાગર-શશી, શશી-કુમુદ, રવિ-કમળ, ચાતક-મેઘ, આદિ યુગ્મોનો ઉપયોગ કરવાની કવિરૂઢિ સંસ્કૃત કવિતામાંથી ગુજરાતીમાં આવી છે. એવી કવિતારૂઢિઓ ( poetical conventions ) નો જે જમાને અતિ ઉપયોગ જોવામાં આવે તે જમાને કવિતાની સજીવનતા પૂરતી નથી, ઘટી ગઇ છે, એમ જાણવું. સજીવન કલ્પનાશક્તિ પોતાના વક્તવ્યને માટે નવી નવી રચનાઓ જ પસંદ કરે છે. જૂના ઢાળાની, અને મોટે ભાગે જૂના શબ્દયોજનાં વાપરી વાપરીને કવિતાનો મોટો જથ્થો દાયકે દાયકે ઉપજાવવામાં આવે છે. પરંતુ એ જથ્થામાં કવિતા ભાગ્યે હોય. તાજેતર તેમ શિષ્ટ કવિતાના અનુકરણ પણ ઘણાં થાય. અને આમાં બે વાત છે. ઉછરતો લેખક અનુકરણો દ્વારા સ્વતંત્ર લેખનશક્તિ અને સંકલનાશક્તિ ઉપજાવી શકે છે. પણ વર્ષો જાય તથાપિ જે લેખક અનુકરણ શક્તિથી આગળ વધેલો અને પોતાની કલ્પના અને સુરુચિવાળી વિવેકશક્તિ ઉપર ઊભેલો હોય નહીં, તેવા લેખકની કવિતા ઉતરેલી માળા છે, તાજી નથી.



૧૪ કોકિલને

સખિ આમ્ર મંજરી—ઈજિતલાલ હરિલાલ પંડયા (કાશ્મલન)

છન્દ ૫" ('સખી શ્રીઅરૈમ પલ્લવે નવીન શોભતો '—એ રાગ ) જુવો ડૉ. હ. પંડયા કૃત 'સુમન ગુચ્છ' પૃ. ૨૯ (વિયોગિની નામે કવિતા). એ આદર્શ કવિતામાં કડીઓમાં નિયમ સાખીઓ પછી એ જ રાગનું દ્વિદલ છે, તો બેકી સાખીઓ પછી જે દ્વિદલ છે તેની ગઇ ગુરુ ગોવિન્દના મહિનાની એટલે 'સખી કાર્તક મહીને કૈંથ ચિત ધરીને રે '—એ રાગ છે.પણ અહીં આ પ્રમાણે માત્ર ૩૭ કડીમાં છે. આદર્શ કવિતાને કર્તા પૂરેપૂરી અનુસર્યાં હોત તો અર્ધી કડીઓમાં સાખી પછી આ બીજો રાગ, અર્ધીમાં સાખી અને મૂલ રાગ, તથા બધીમાં ટેક મૂલ રાગનો, એ પ્રમાણે રચનામાં સઘન નિયમિત વૈવિધ્ય સાથે ઉત્ક્રાન્તિ (ઠેઠ, ઉઠાવ, ઢાળ, આરોહ, ઉડ્ડયન) પણ મનોરંજક થઇ રહેત. સાખી અને આ પ્રથમ રાગના મિશ્રણથી પણ વૈવિધ્ય ઉત્ક્રાન્તિ સાગ સધાયાં. ટેકમાં સખિ એ દલ અન્યથી અંકોડો છે, બાકીનો ભાગ, તેમ (૩૭ કડી સિવાય) સાખી પછીના દ્વિદલ, પિંગળની દૃષ્ટિએ, શુદ્ધ નથી. ‡

‡ કડીઓનું પહેલું દ્વિદલ સાખી છે. ( દલ=પંક્તિ, દ્વિદલ = દ્વિપંક્તિક ) દોહરો પાઠ્ય અને ગેય બને છે, અને એ ગેય છે અનેક રીતે. પણ એની કેટલીક જાતની ગેયતા માટે એને અમુક વિશેષ લક્ષણવાળો રચવો પડે; અમુક ઢબની ગેયતામાં

---

સાધક લક્ષણો સપ્રમાણ તો જ તે એ હવે ગેય, સાખી ગેય દાળનું નામ છે તેમાં ઓછામાં ઓછાં બે આવશ્યક પ્લુતસ્થાન અને તેમાંના પ્રથમના પ્લુતથી (દોહરાના) વિષમ ચરણોને અન્તે સાખીના દાળના તાલ માટેની આવશ્યક માત્રાઓ મળી રહે છે અને વિષમ–સમ ચરણો મધ્યાહ જઈ એક દાળ બની જાય છે, તો પછીના પ્લુતથી એ તાલરચનાનો છેલ્લો ખંડ સુરાવલિ પૂરો કરી આપે છે (તાલની માત્રાઓમાં યાદ રાખવું કે, પિંગળની માત્રાઓનો લઘુગુરુભેદ અને તજ્જન્ય નિયમ કે ગુરુ માત્રા લઘુ કરતાં બમણો સમય લે એવા કશા લક્ષણો નથી. તાલની માત્રા ગુરુલઘુ પ્રમાણે નહીં, સમયની કુચ પ્રમાણે જ ગણાય છે અને પ્લુત સ્વર એટલે એ જ વર્ણમાં એકથી વધારે સુર આવે એટલે એકથી વધારે તાલમાત્રાઓ પણ આવે આ આમ ધ્રુગંનમાં અઘરું અને દુર્બોધ લાગે છે સંગીતનો પરિચય થતાં અનુભવમાં બેસી જાય છે) એટલે સાખી પિંગળની દૃષ્ટિએ ૨૪ માત્રાની બે પંક્તિનું દ્વિદલ જેમાં પ્લુતસ્થાન ૧૨+૧૩ મી માત્રાનું અને ૨૨+૨૩ માત્રાનું એમ બે છે, અને જે દોહરામાં આ બે ઠેકાણે ગુરુવર્ણો હોય તે સાખીની શાદમાં ગાઇ શકાશે. કેટલીક સાખીઓમાં બીજી પંક્તિમાં ૧૩ મી માત્રા પછી બેથી ચાર માત્રા લગીનો અંકોડો પણ હોય છે અને એવી પંક્તિ દોહરાની નજ ગણી શકાય મરાઠી સાખી અને મરાઠી સાકી મોટી ને નામે ચાલતી શાદો આ સાખીથી ભિન્ન છે

ગુલબંકી ૩જી સિવાયની કડીઓમાં બીજા દ્વિદલોમાં પ્હેલી પંક્તિ ૧૫ વર્ણી બીજી ૧૩ વર્ણી છે ટેકમાં (સખિ એ અંકોડો છોડી દેતા) પ્હેલી પંક્તિ ૧૩ વર્ણી છે, બીજી ૧૪ વર્ણી છે અને એ સર્વમાં વર્ણોની ગોઠવણ ગાલ ગાલ કે લગા લગા એ રૂપની છે આવી વર્ણમેળ રચનાઓ આપણી કવિતામાં ઘણી છે, અને તેમના પૃથક્કરણમાં સંખ્યામેળ કે (ત્રિવર્ણી) ગણમેળના તત્ત્વ કરતાં આ લગા ગાલ, એ દ્વિવર્ણી તત્ત્વનો ઉપયોગ જ પૂરેપૂરી સરળતા સાધી આપે છે ગેય રચનાઓમાં પણ–અપવાદ રૂપે વિરલ દાખલા ગાલ ને બદલે લગાનો અગર લગાની પંક્તિમાં ગાલના પણ આવે જો કલાથી આવ્યા હોય તો એટલે કે અર્થાનુસારી લય સાચવીને એથી પણ વિરલ ઠેકાણે લગા ગાલ (બે સન્ધિ) એકઠા થઇ જઇ ગા ગા ગા લલગાગા કે માત્રિક છંદનું બીજું કોઇ રૂપ પામ આવે કડીમાં પંક્તિસંખ્યા, તેમ પંક્તિમાં સન્ધિસંખ્યા અનિયમિત હોય તેથી રચનાને જ આ છન્દસમૂહ કે જાતિનું સામાન્ય નામ ગુલબંકી આપવું ચાર પંક્તિની કડી અને દરેક પંક્તિમાં સન્ધિ સંખ્યા એકસરખી એવી રચનાઓ માટે તો આપણાં જૂના પિંગળ શાસ્ત્રમાંના નારાચ ચચરી ચામર આદિ નામો છે જ રણપિંગળમાં ૧૦ વર્ણી સરાવિકા (જરાજગા થકી સરાવિકા)થી માંડીને ૨૬ વર્ણી વિદ્રુકંઠ (રગણ જગણની જોડ ચાર વાર અને અંતે બે ગા) લગી ઘણા નોંધ્યા છે એ આખા નિયમિત જ્યાને તેમ ઉપર જણાવેલા અનિયમિત છન્દોના જથાને ગુલબંકી નામે વર્ણમેળ છન્દોની જાતિ કહું છું, અને એની સેંકડો રચનાઓ શક્ય તેમાંથી જે મીઠા લય વાળી જણાય તેમનાં લક્ષણ ગાલ કે લગા કે બેનું મિશ્રણ એવા સન્ધિ વડે જ નોંધવામાં લાઘવ અને સરલતા છે

મૂળની બીજી કડી છોડી દીધી છે. કંઈક શાબ્દિક ફેરફાર પણ કર્યાં છે, છપની અને અર્થની સફાઈ પુરતા. અર્થ ૧ કહી ન શકાય એવાં સ્થાનમાં. છદ્મ છુપી રહીને. શું જાણે ૨ કો અવર્ણનીય ઊર્મી ત્હારા ગાનથી નવું વર્ષીને ( અથવા ત્હારા જાદુએ હૃદયમાંથી સ્ફુરીને ) જડ હૃદયને સચેત કરે છે. ૩ રંગ. વસન્ત વસન્તનો આનન્દોલ્લાસ. જગના પટ હૃદયની જડતાનો શું ઉપાય છે એ ઉપર આવી ગયું; અહીં કહે છે દુન્યવી ઉપાધિ બન્ધનો આદિનો ઉપાય પણ છે ૪ યામિની ઘન વિદ્યુત, વાચ્ય અને આલંકારિક બન્ને અર્થ લેવા. ૫ ત્હારા સંગીતના ઉઠાવ નાજુક પણ છે તીવ્ર પણ છે. પરસ્પર વિરોધી લક્ષણોનું એમાં અજબ મિશ્રણ છે, તેથી જ આત્માને પણ આમ હલાવી ઝણઝણાવી શકે છે. કંઈ કંઈ ઊર્મિઓ સ્ફુરે છે તેમાં સ્મૃતિ કેટલી, નવી પ્રેરણા કેટલી, સામાન્ય જીવનમાં જે દુર્બોધ્ય સુપરિચિત, તે હું આ ગાનથી અનેરી દશા થઈ જાય છે. ૬ માનવીએ અપ્સરાઓ કલ્પી છે તે માત્ર કલ્પના; નજરે પડતી, કાને સંભળાતી, હૃદય અને આત્માને આમ હલાવી નાખતી સાચી અપ્સરા તુ એકજ. અને બાહ્ય યૌવન ઘડપણ એ દશાભેદો અપ્સરાને હોય તો ત્હને હોય ! તુ તો અમર દિવ્ય સદાપ્રસન્ન યૌવનનો જ હૃદ્ય!

ॐ

૧૫ અલખ તાર ખેંચ્યાં અહા :

પહણે નગર પાદરે અક્ષયવૃક્ષ — ચતુરભાઈ ઉમેદભાઈ પટેલ.

છંદ. પૃથ્વી. ચાર પંક્તિની કડી એ નિયમ અવગણ્યો છે. અર્થની જરૂર પ્રમાણે ૨, ૫, ૭ પંક્તિની કડી પણ કરી છે મ્હારા એટલે “અગેય” અર્થાત્ છાપની વાતે વાળા પૃથ્વી ઉપર આ સમુદાયના કેટલાક ઉછરતા લેખકોનો હાથ બેઠી ગયો છે તે જોતાં આનન્દ થાય છે. ‡

વિષય. ગ્રામ્ય જીવનની કુદરતમાં અને કુલીનતાની મર્યાદાઓમાં રહ્યો કિશોર કિશોરી પ્રેમ.

અર્થ શેષ અવગેય. આ પહેલી કડી શબ્દાલુ છે: અનરેંજતો અને સ્પર્શે અનલ અને ગભીર, વિશાલ અને મહા. પણ ઉછરતા લેખકમાં શબ્દાળુતા તો હોય. આ નમૂનામાનુ ચિત્ર સુરેખ અને નાજુક હોવાથી પસંદ કર્યું છે. કુંદ મોગરો ફૂલ વરતી કિશોરીઓ કુવાને ઘેરી, કુવાની આસપાસ ઘેરી રહે. અને એમની વાતે

‡ પૃથ્વી ૧૭ વર્ણી અત્યષ્ટિ જાતિના આ છન્દની પંક્તિ—જ/સ/જ/સ/ય/લ/ગા. અથવા એની, જે પંક્તિમાં આપણી પરિભાષા પ્રમાણે એની વ્યાખ્યા—જ(ભાન) સં (લગે) જ (ભાન) સ(લગં) ય (માના) લગા. આમાં વિરામ ક્યાં ક્યાં ? જગન્નાથ પંડિત જેવા મોટા સંસ્કૃત કવિઓની રચનામાં ઘણુંખરું ૮ મી વર્ણે વિરામ જોવામાં આવે છે, એ ઔચિત્ય નૃ. ખા ! એ તો વધતી જતી સંગીતાભિરુચિનું પરિણામ જણાય છે. ભર્તૃહરિ અને જૂના કવિઓમાં ૮ મી એ જ વિરામ એ નિયમ દેખાતો નથી. એ નિયમ પાળતા પણ છન્દ શાસ્ત્રીય સંગીતને અનુકૂલ તો નથી જ થતો (ભરવે પૃ ૩૪). ૬ઠી અને ૧૨મી વર્ણે વિરામ એવો નિયમ સ્વીકારતાં તો છન્દ તદ્દેવતા-દોષવાળો બની જાય છે. અને પંક્તિ અન્તે વિરામ પણ આ છન્દમાં ઉઠાવી શકાય છે. તેમ પંક્તિની અન્દર તેને લગભગ ગમે ત્યાં મુકી શકાય છે. ( જુવો "ભાગ્યકારના" પ્રવેશક નિબન્ધમાં આપેલા દાખલા. એના જ દાખલા હવે ઉછરતા લેખકોના અગેય એટલે પ્રવાહી પૃથ્વીમાં લખેલી કૃતિઓમાંથી સંખ્યાબન્ધ ટાંકી શકાય એમ છે. આ કૃતિમાંથી પણ એવા દાખલા જિજ્ઞાસુને મળી રહેશે.) તાત્પર્ય કે ( ૧ ) જૂની ઢબનો પૃથ્વી પંક્તિ અન્તે વિરામ વાળો, અને પંક્તિમાં પણ જગન્નાથી નિયમવાળો, જેમાં ૪ પંક્તિએ કડી; તથા (૨) અનિયમિત અને અર્થાનુસારી વિરામો વાળો પૃથ્વી જેમાં કડી જ નથી, કડીને ઠેકાણે અર્થાનુસારી ફકરાઓ, જે પંક્તિની અંદર પણ ગમે ત્યાં પૂરા થાય અને પૂર્ણ વિરામ આવી જાય—એમ બે જુદા જુદા પૃથ્વી ગુજરાતી પિંગળમાં સ્વીકારવા, એ જ અમારો નવીનોનો દાવો છે. જગન્નાથી યતિસ્થાનો સાચવતા પણ પૃથ્વી માત્ર અર્ધગેય લલકાર બને, ગેય બનતો જ નથી, બની શકે નહી, ગેયતા માટે આવશ્યક તાલ રચના એમાં બેસાડાતી નથી, એ બરવે જેવા સંગીતશાસ્ત્રીનું મત છે. એની "ચાલ" બનાવો તો જ ગેય થાય, સુગેય પણ થઇ જાય, એ મ્હારો અનુભવ છે.

૨ વિચારપ્રધાન કવિતાનદી માટે આવશ્યક બ્લૅન્ક વર્સ ( blank verse ) અર્થાનુસારી વિરામોવાળું પદ્ય જોઇએ, તેને સારુ ગુજરાતના કવિઓએ અર્વાચીન યુગમાં નર્મદથી માંડીને અનેકાનેક પ્રયોગો કરી જોયા છે, તે સર્વમાં આ નવો પૃથ્વી જ શ્રેષ્ઠ છે, એ અમારો નવીનાનો બીજો દાવો છે.

૩ આ નવા પૃથ્વીને માટે બેચાર નવાં નામો સૂચવાયા છે મ્હારા નામ ઉપરથી પણ નામ પાડવાની સૂચના મળેલી છે આ પ્રશ્ન માત્ર શાબ્દિક છે. મ્હને તો પ્રવાહી પૃથ્વી નામ જ ઉત્તમ લાગે છે. પ્રવાહી=સળંગ=પરમ્પરિત પણ પરમ્પરિત શબ્દ ગેય જાતિની સળંગ રચનાઓ માટે રાખવો, પ્રવાહી શબ્દ અગેય જાતિની સળંગ રચનાઓ માટે રાખવો માત્ર પુનરાવૃત્તિઓથી પણ પરમ્પારતતા આવે છે, અનિયમિત અર્થપ્રવાહને અનુસરતી સળંગતા માટે 'પ્રવાહી' શબ્દ જ ઉત્તમ જણાય છે.

—નાયનાદ જે તે—નાયિકા. ૬ વદન નાયિકાનું. કોઈ નયન હોઇ પણ આંખ, કોઈની પણ આંખ. નાયક આવા તરંગ કરે છે. આવું અનેરું રૂપ જોતાં ક્ષણ થોભી એ સર્જવાને માટે સર્જનહારનો ઉપકાર કોણ ન ગાય? દુનિયામાં આવી આવી સુન્દરતા છે તેથી મગરૂર પણ કોણ ન થાય? કોણ ન હરખે? ૮ નવયૌવનમાં મુગ્ધ કન્યા અને કુસુમકળી બન્નેને નાજુક સુરેખતાથી વર્ણવ્યાં છે. ૯ જાદુઇ રૂપમાં નવયૌવનની ક્રીડામય ઉદ્યમૂઢ લાવણ્યની છલોછલ રસીની સ્વતંત્ર દશા હોય, અને તે દશામાં કોઇ તાન નવુ ધારણા—સ્થાન આવી મળતા એ ઉદ્યમૂઢ ક્રીડા લાવણ્ય સ્વતંત્રતા આદિ તમામ હૃદયના ઊંડાણમાં ઉતરી જાય, ત્યાંજ એકાગ્ર થાય, એવી મુગ્ધા યુવતીને આવી દશામાં જોનાર નેત્ર અને હૃદય બન્ને ને ભમે તેના હોય પણ તેમને એ યુવતીનુ તાન લાગ્યા વગર, તે એ યુવતીમા એકાગ્ર થયા વગર, રહીજ શકે નહી. આને દુર્બોધ રચના કહેશો કે અતિ નાજુકજ કહેશો? ૧૦ ખડક જગત કેરૂં જગતમા ખડક જેવું ગણાવા યોગ્ય ખડકનું જ રૂપક ઘટે એવુ આ યોદ્ધાનું હૃદય. અહીં દુર્બોધતા દોષ છે ખરો. એ હૃદય પણ આ ક્ષણે તો સ્નેહરસના વિપુલ (વિશ્વવ્યાપી) ધોધમા રસમય બનીને વહી રહ્યુ છે. સ્નેહધોધ વિશ્વવ્યાપી છે એ

---

હરિણી ૧૭ વર્ણી અત્યષ્ટિ જાતિનો છે ન સ મ હરિણી ર સ લ ગા, અથવા આખી પંક્તિમા, ન (સવ) સ (લગી) મા (તારા) રા (જભા) સ (લગી) લગે. ગુરુ લઘુના એવા ખડકવા છે કે ૬ ઠી ૧૦ મી અને છેલ્લી વર્ણીએ વિરામ લગભગ આવશ્યક બને. પણ ભવભૂતિનો તે પ્રસિદ્ધ શ્લોક ઉજ્વલતુ ગગને વિચારો, એની ૧ લી ૩ જી પંક્તિઓમા વિરામ આ પ્રમાણે છે, પણ ૨ જી અને ૪ થી પંક્તિઓ જુવો.

(२) दहतु मदन ; किंवा मृत्यो· परेण वि ... ति
(४) कुलममालन तत्त्वेवाय जनो न च जीवितं

मृत्यो परेण મા વચ્ચે કે मदन મા વચ્ચે અટકી શકાય ખરૂ? સાતસોમી વારૂ કહુ છું રૂઢિગ્રાસ ય તિ નો સવાલ જ અપ્રસ્તુત છે મ્હને એ ય તિ શબ્દ પણ કવિતાની પરિભાષામા ન ખપે કવિતાનો આત્મા જો અર્થપ્રવાહ સો કવિતાદેહ અર્થાત્ છન્દના ઘાટીલાપણામા અર્થાનુસારી અર્થદ્યોતક વિરામની વિચારણા જ પ્રસ્તુત હોઇ શકે. અને સંસ્કૃત ભાષા તો જાણે છૂટી ગઇ, તથાપિ સંસ્કૃત સાહિત્ય પણ સજીવન તો જ રહી શકશે સંસ્કૃત પંડિતઃ એ ભાષા પણ જાણે હજી સજીવન અને એમની પોતાની હોય એમ તેના રસાસ્વાદની શક્તિ કેળવશે તો, ન અન્યથા.

શાર્દૂલવિક્રીડિત ૧૯ વર્ણી અતિધૃતિ જાતિનો છન્દ છે. આપણી પરિભાષામા વ્યાખ્યા—ખાને મા સ જ સાતતાગ રચના શાર્દૂલવિક્રીડિત, અથવા રીતે મા (તારા) સ (લગ) જ (ભાન) સ (લગ) તા (રાજ) તા (રાજ) ગા.

અર્થ: ૫ પ્રેમી એવાં અન્યોન્યમય થઇ રહે કે સ્વજનોમાંથી એકના દિલમાં કંઇ સ્ફુરે; તે એ બોલે તે પ્હેલાં, એના ઉરમાંથી એ સુર નીકળે તે પ્હેલાં, સ્વજનો તેને ઝીલી લે અને ગુંજી રહે,—એવાં પ્રેમી બતાવો. સાચાં પ્રેમી એ જ. આ સ્વજનોમાં એક સૌનો પ્રાણ, તે આખા જૂથમાં પ્રભુ; બીજાં સૌ પ્રિયજન: દેવદેવી, એ પ્રાણનાં પ્રિયજન, એના દિલમાં વસી રહેલાં. જૂથમાંથી એક હસી બોલી બોલાવે ત્યાં સૌનો હર્ષ રેલી રહે; સૌનાં નયન નેહે ઉભરાય, વગર સૂરેઅને સૌ તાદાત્મ્ય ભાવ અનુભવી રહે. એવાં પ્રેમી બતાવો, સાચાં પ્રેમી એવાં હોય.

જૂથના પ્રાણ-પ્રભુના નેત્રકિરણો સૌમાં ચેતન પ્રેરે છે; સૌનાં હેત એકબીજામાં અને પ્રાણ-પ્રભુમાં શાન્તિ સાધે છે. આમ ચેતન અને હેત તેજ અને શાન્તિના વિનિમય રૂપ જીવનમાં સૌ ઝીલીઝૂલી રહે છે. એક-અનેકનો આવો અભેદ બતાવો એજ પ્રેમ સર્વસ્વ. બેશક, પ્રભુ, દેવ વગેરે શબ્દોનો આવો ઉપયોગ—આપણે ખ્રિસ્તીઓની જેમ પાપ લાગે એવો નથી ગણતા, તથાપિ નકલ કરવા જેવો નથી; પવિત્ર અને લોકોત્તર માનતા હોઇએ એવાં વાસ્તવોનેઃ ઉપમાન લેખે પણ હાલતાં ચાલતાં વાપરવાં ન ઘટે.



## ૧૯ ક્ષણિક સ્થામિકા પછી વિશેષ ખીલતી પ્રેમજ્યોતિ:

### આષાઢી પાછલી રાતે.—ભાનુશંકર ધીરજરામ ભટ્ટ (ભાનુ).

છન્દ. એકી કડીઓ અને છેલ્લી ર૭મી—અનુષ્ટુપ્, કડી ૨; ૧૦—મન્દાક્રાંતા;‡ ૪થી—સ્રગ્ધરા, કડી ૬, ૪; ૧૬—દ્રુતવિલમ્બિત, કડી ૮, ૧૦; ૧૨; ૧૮, ૨૨—વસન્તતિલક.‡ છન્દપલટા વર્ણનપ્રવાહના પલટાઓને અનુક્રમે આવતા હોવાથી વિષય અને લય અન્યોન્ય પરિપોષક છે. મૂળ ૩૧ કડીની કૃતિમાંથી સાત છોડી દીધી છે; વર્ણન પાછલી રાતથી શરુ થાય છે એમ કડી ૧મી જણાવે છે; તે છોડી દીધી, એટલે ૧લી કડીમાં બીજો શબ્દ "મેધલી" ફેરવીને "પાછલી" અહીં છાપ્યો છે: કૃતિ

‡મન્દાક્રાંતા ૧૭ વર્ણી અત્યષ્ટિ જાતિનો છન્દ: ગણ વ્યાખ્યા—મભનતતગ અને ગાગા. આપણી રીતે વ્યાખ્યા—મા(તારા) ભા(નસ) ન(સલ)તા(રાજ) તા(રાજ) ગાગા. વિરામ ઘણુંખરું ૪થી, ૧૦મી, ૧૭મી વર્ણે.

વસન્તતિલકા—૧૪ વર્ણી શક્વરી જાતિનો છન્દ: ગણ વ્યાખ્યા—તભજજ અને ગાગા. આપણી રીતે વ્યાખ્યા—તા(રાજ) ભા(નસ) જ(ભાન) જ(ભાન) ગાગા. એનાં બીજાં નવ નામો છે.

ઉજ્જવળ શૃંગાર અને યથાયોગ્ય ક્રમમાં ગોઠવેલી ચિત્રમાળા જેવી છે. કુદરતના ફેરફારનો વર્ણનો નાયકના ચિત્તની સ્થિતિઓ સાથેના મેળથી વધારે મોહક બને છે.

અર્થ: ૨ સમસમે રામઝું-રની જવું, શાંત થવું, તેનું. ક્રિયાપદ રૂપે, અભિપ્રાય પણ તે ન સંભળાયા જેવો જ, એવા અર્થને માટે ઉપર "સમસમ સમે", સાથે વર્ણ સગાઈ વાળી નવી રચના છે. ૩ ગોઠવાનચિત્ર, સ્નેહગાથા, સ્નેહશ્રદ્ધા, રસબોધક, દેવનીરૂક આદિ સંવાદી રેખાઓ વડે દમ્પતીનો અન્યોન્ય સ્નેહ વર્ણવી લીધો છે. નાયકનો પ્રેમ અને તેની આપોઆપ ગ્લાનિ એ જ વિષય હોવાથી નાયિકા આખી કૃતિમાં ગૌણ જ રહે છે, તે દોષ નથી. ૪ ચારે લીટી ગોઠણની છે, ઉત્તમ ચીજ છે. ૮ જમ ગૈરકાની ઝોક (ઝપટ) થી દોવાંપમાને થાય છે. ૯ નાયિકાનાં સ્વપ્નના વધુ બોલ સાંભળવા મળ્યા હોત, તો તેના મનમાંના ભાવ સમજી શકાત, બહુ થોડા બોલ સંભળાયા, ત્યારે આ બેવફાઇ તો હોય નહીં, તો 'એ દઈ શું, તું વિરેની અકળામણ. ૧૦ ઝીણી ઝીણી ઝરમર સાથે વાયુની ઝીણી લહેરીઓ, ધીરા જ વખત ઉપરના સપ્ન મરી સાથેનાં આજ્વીજ દષ્ટિસીમાને છેડે અને તેની પેલી પાર. ૧૧ ગન્ધવતી પૃથ્વી સાથે ગન્ધવતી બની રહી છે. એનું 'ગન્ધવતી' નામ આવે વખતે સાર્થ. ૧૨ ઘન અને તિમિર ઓસરે છે. ચાંદની વધે છે, ધીમેધીમે. ૧૪ સૃષ્ટિની સૌમ્ય સુન્દરતા નયનો વાટે તેના અંતરમાં ઉતરે છે, શંકા અને વ્યગ્રતા પણ અંતરમાં ઓસરે છે. ગોપી પાસું ફેરવે ત્યાં તેના અંગ ઉપરના દાગીના (હોંગે હોંસે વર્ણવની કડીઓ અહીં છોડી દીધી છે, તેમના) માંથી સ્હેજ રણકાર સંભળાય છે અહીં નાયિકા માટે કનકવેલનું રૂપક સવિશેષ ઔચિત્યવાળું છે. ૧૫ નીંદરે, હિલ્લોળે અને હિંચાયદ છે. ૧૬ અધુકડી કળીશી આપણા કવિઓને આમ લખવાની ટેવોઓથી આદત પડેલી છે, કેમકે 'સેકાઓથી' આપણો દેશ બાળલગ્નોનો દેશ છે; જો કે અહીં તો અર્ધ-ઉઘડેલી કળીનું રૂપ જ ઉપમાન છે, અને ઉપમેય "નવયૌવન" નાયિકાની ઉંમર પણ કંતી આ ગંભીરથી સૂચવે છે, એમ માની લેવાને કશો જ આધાર નથી. ૨૦ ગજરમણુ કંનાને વારી ન દેય' એમ દાસનો હાથ વિષમા જ પિયુ કંઠનો યોગ પામે છે. જાગતાં ગોપનાં ચિત્તમાં પહેલો પલટો બાહ્ય કુદરતમાં થયેલા ફેરફારથી થાય છે, બીજો આ સુખદ યોગ્યથી. ૨૨ તડિતભાસ્વર વીજળી સમી ઝળકવાળું. ૨૪ વિષયની મિતાક્ષર તેજસ્વી સુન્દર પૂર્ણાહુતિ.

❀

૨૦ ગીતજોડ :

### તિમિરાશયનાં—મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત).

**છન્દ** બંને પદ છે; પહેલું પરમ્પરિત તોટક‡ છે, બીજું ગઝલ છે.

**વિષય** 'વત્સલનાં નયનો' જેવી નાજુક-સુન્દર કવિતા ગુજરાતીમાં બીજી ભાગ્યે હશે. તથાપિ એ એટલી તો શોકમય છે કે આ સંગ્રહમા ભાગ્યે લઇ શકાય; એટલે એની સાથે આશાગીત જોડી લઇને બેને અહીં એક કૃતિ ગણી છે. આ સંગ્રહમાં બીજે પણ બેની એક કૃતિ ગણી છે અથવા અતિ લાંબી કૃતિ આપી છે, એવા દરેક અપવાદ પાછળ આવું કંઇક કારણ રહેલું છે, તે વાચકે જાતે વિચારી લેવું.

પુરુષને સૌથી વ્યાપક ઊંડા ઊંચા સ્નેહ બે —( ૧ ) ભાવના અને કર્તવ્યનો; (૨) પોતાનાં બાલકોની માતા થયેલી પ્રિયતમાનો. બંને બીજકોમાંથી ફુટતા સુખદુઃખતન્તુઓ આખા જીવનમાં વ્યાપી રહે છે.* ભાવનાબલ કે સંજોગો પુરુષને તેના મુખ્ય જીવન વ્યવસાયમાં નાખે છે, એવો કે પામર જનો જેને 'ભોગ' કહે, તે તમામને ભોગે એ કર્તવ્ય તો બજાવવું, તે જ એનો સાત્વિક ભોગ, એનું સાચું જીવન, એની જીવનમુક્તિ બની રહે છે, અને જમાને જમાને કેટલાક અત્યન્ત ગંજુદશી આત્માઓનું મહાકર્તવ્ય ધર્મપલટાનું પણ બને, નિર્જીવ જૂઠો કે પાતકી લાગતો ધર્મઢોંગ વ્હેમ કે રૂઢિગીફ તજીને સાચો સજીવન ઉદ્ધારક ધર્મ મેળવવા મથવાનું

---

* સુખતન્તુઓ અને દુઃખતન્તુઓ બંને. માટે જ સુખવાદની ફિલસૂફી ( હીડનિઝમ hedonism )—[illegible] સાત્વિક બનાવતા પણ, નથી. અને આગ બ્હેનો કને પોતે " સુખદુઃખ હિન્દોળો" છે, એ મહાસત્ય કલાઓન તો પ્રત્યક્ષાનુભવ છે.

‡તોટક ચાર સગણની ચાર પંક્તિની એક કડી, વ્યાખ્યા, સ(લગા) સ(લગા) સ(લગા) સ(લગા). અહીં બે પંક્તિ એક લીટીએ છાપી છે સુગમતા માટે. પણ નમૂનો પરમ્પરિત એટલે પ્રવાહી છે તે જુવો. પંક્તિ અન્તે વિરામ ન રાખિયે એટલે પંક્તિઓ સંધાઇ જઇ પ્રવાહિતા ઊપજે છે; આ લક્ષણને સળંગતા પણ કહેવાય. પદ્યત્વનું લક્ષણ રહે અને ગદ્ય જેવી અર્થાનુસારી વિરામ વાળી સળંગતા હોય તે છન્દ જ પ્રવાહી પરમ્પરિત કે સળંગ છન્દ કહેવાય. અહીં ૩જી પંક્તિને અન્તે ( ૨જી કડીમાં ૨જી પંક્તિને અન્તે પણ ) અર્થ થોભતો નથી, પછીની પંક્તિમા અવિરામે વહે છે, પછીની પંક્તિને અવિરામે પોતા જોડે મેળવી લે છે. બીજી કડીમાં તો પ્રાસરચના પણ આ સળંગતાને પોષે છે.

રૂપ ધરે, ત્યારે (૧) અને (૨) વચ્ચે ઘોર વિરોધ જણુ જામે જેથી મૂંઝવણ હૃદયે પ્રજ્વળી ઉઠે. બન્ને વફાદારીઓ છે પણ એવી કે એક ચઢાઈ કરે તેમ તેમ બીજી ઉલટી દૃઢમૂલ બને !

પ્હેલું ગીત ઇ. ૧૮૯૭ ના જાન્યુઆરીનું બીજું એ જ સાલના માર્ચ મહિનાનું છે. † પ્રિયતમા સાથે શી રીતે આવે ? નહીં જ આવે ! એ લાગણીનો ઉદ્‌ગાર પ્હેલું છે. પછી સાથે આવશે એવી આશા પડે છે, થોડોક સમય, તે અરસાનો ઉદ્‌ગાર બીજું છે. મ૦ ખાનગીમાં પત્ની સાથે ધર્મસાહિત્ય વાંચવા ચર્ચવાના પ્રયત્નો ફરીફરીને કર્યાં કરતા; મુખ્યત્વે બાઇબલ અને સ્વીડનબોર્ગમાંથી ચુંટેલા અંશો, કેમ કે "શબ્દ" (ઇશ્વરવાણી) ની દિવ્ય શક્તિમાં એમને અવિચલ શ્રદ્ધા હતી. ઇ. ૧૮૯૭ ની બીજી કૃતિઓ આની સાથે વાંચવા જેવી છે—પૂર્વાલાપ ફરી છપાય ત્યારે ૧ લી આવૃત્તીનો (જાણીને મચડેલો, પરાણે લેખે જ ગોઠવેલો) અનુક્રમ ઉઠાવી દઇને એમની કૃતિઓ કાલાનુક્રમે જ છાપવી. બીજા કર્તાઓ કરતાં પણ મ૦ ની કૃતિઓમા કાલાનુક્રમી ગોઠવણીથી આવતી પાઠવી એકબીજી ઉપર સારો પ્રકાશ પાડશે આ બે પછી એ જ સાલના એપ્રિલ માસની કૃતિઓ ખાસ વાચતા, એમાં પ્રિયતમા ધર્મપ્રેમમાં સાથે આવશે એ અહીંના બીજા ગીતની આશા ફિક્કી પડતી દેખાશે.

અર્થ તિમિરાશયનું ગહન અતિગહન તિમિરાશયઃ ભવિષ્ય કશું સુઝે જ નહીં એવું ઘોર અન્ધકારમય. એમાં પડતા આછાં આછાં સ્વપ્નાં જેવું આટલું જ

---

આશાગીતમાં આશા રફીક છે, તેની આગળ પ્રાસ પણ ગઝલના રૂપ બીના પ્રમાણે આવે છે. મણિશંકર પદરચના, શબ્દપસંદગી, કવિત્વમય પદાવલિ, ગેયતા, આદિ કલાના સ્થૂલ અંગોના ઉપયોગમાં મિતિરક્ષક હતા; એમનું રુચિતંત્ર જ એવું હતુ. 'વસન્તવિજય'નું છન્દવૈવિધ્ય, જેને આપણે સર્ગે નવીનતા લેખે વધાવિયે છિયે તે પણ એમણે તો 'પ્રવીન સાગર', 'રસિકપ્રિયા' આદિ પ્રતિષ્ઠિત અર્વાચીન કવિતા અને દરબારી કવિતાના ઉત્તમ મનાયલા નમૂનામાંથી જ અપનાવેલું. એ દાદરકૃતમાં [illegible] આવતા કાવ્યો, અને બીજા [illegible] મણિશંકરની કવિતા [illegible] પણ આદરનું મહ [illegible]

† રા. રા. ભાઈ રામનારાયણ જેવાને પણ આશાગીત દુર્બોધ રહ્યું છે (જુવો એમણે સૂચવેલા અર્થ પૃ. ૨૨૮ ). કૃતિઓને કાલાનુક્રમે વાંચી દરેક ઉપર આગલીનો પ્રકાશ પડે છે તે ન લેવાથી. વળી મણિભાઇ જાણીને કેટલાક પડદો વાપરતા એ વિષે એમના ઉદ્‌ગારોને કાલાનુક્રમે જોતાં ખાતરી થઇ જશે.

દેખાય છે, કલ્પાય છે, કે પ્રિયતમાને તજીને જાણે વિધુર થયો હોઉં એવું જ જીવન અન્ત લગી ગાળવું પડવાનું. હું ખ્રિસ્તી છું ક્રાઇસ્ટ મ્હારો ત્રાતા અને ઇષ્ટદેવ એ જાહેર કરું, અને પ્રિયતમા આ ધર્મ ફેરમાં મ્હારી સાથે ન આવે, ન જ આવે ને !—એટલે મ્હારે એને 'તજવી જ ને, 'એ મ્હને તજે જ ને. એટલે હું વિધુર, એ વિધવા—આટલું સિદ્ધ બીજું કશું જ નથી સુઝતું. હું મ્હારું લાગ્યું તો જાણે સહું; પણ એ યે રોયા કરે, રોયા જ કરે, આખો જન્મારો, એ એના ભવિષ્યની રેખા પણ અચૂક દેખાય છે, અને તે કેમ સહી શકાય વારુ ? વત્સલ શબ્દ વાપર્યો છે પડદા માટે; અર્થ પ્રિયતમાનો જ છે; સદાકાલ રડતાં નયનો પ્રિયતમા શિવાય કોઇ વત્સલનાં ન સમ્ભવે; બીજી કડી પણ પ્રિયતમાને જ લાગુ પડે છે. વિધુર શબ્દ પણ એજ અર્થ સાથે બેસે. દોષભર્યો મ્હારો દોષ એ હૃદયમાં બિલકુલ નથી વસનો, વિશુધ્ધ સ્નેહસરોવરમાંની સારસજોડી જેવાં એ નયન મ્હારી તર્ફ દયા-સ્નેહ ભાવે ઉભરાઇ જાય છે. દુનિયાના જખમીના જખમ કોઇ પણ શય્યામાં રૂઝાવા શકય, તો આ શય્યામાં રૂઝાય, એવાં એ ! એ શયન ઉપરનો મ્હારો અધિકાર ફેંકી દઇને હું તે ક્યાં કરી શકવાનો ! મણિભાઇના હૃદયની કરુણ અવજાઇ આ—એ ભકત બનવા તલસે છે, વ્યકિતસ્નેહ ( ભકતસ્નેહના હાથીપગળાંમાં આવી જ જાય એ દૃષ્ટિ છે જ નહી એટલે ) છોડી નથી શકતા. અને ઝુરે છે. આ સ્થિતિમાં ઉપર કહી ચુકયો છુ તેમ આ બે વફાદારીઓમાંની એક પસારો કરે તેમ તેમ બીજીની જડ ઉલટી વધારે બાઝે ! સારસ જોડી, નર માદા, સાથે સાથે જ આધાંપાછાં તરે છે, તે આ ઉપમામા સાધારણ ધર્મ છે. નરમાદા વચ્ચે સ્નેહ "પરિપૂર્ણ" એ ગુણ અહીં સૂચનબળે નાયક નાયિકાને સમર્પાય છે; અને જોડી તૂટવાની નવી સ્થિતિ=દુઃખપરિપૂર્ણતા, એવો ધ્વનિ સગીતથી વાતાવરણમાં જામતા પ્રલમ્બ સુરની માફક ઉત્પન્ન કરવામા કૃતકૃત્ય બને છે. આ ધ્વનિ પ્રથમ વાંચને બરાબર નહીં બેસે, મનનબળે, બુદ્ધિની જડતા હઠતા બેસી જશે.

બળેલો આર્ત્ત ઉપર વર્ણવાઇ તે દશામાં છે એવો આ આત્મા ખરે-ખરે કે ખરે—અરે ? બીજી રીતે વાચતા "કહે છે શુ અરે આશા" એમ થાય, તે નબળું છે. બંને સ્થળે ખરે ( કે અરે ) તો કોઇ ન વાચે. સ્નેહને સ્વર્ગ બે અર્થ છે–( ૧ ) અન્યોન્ય સમ્પૂર્ણ સ્નેહનું ઐકય, તેજ જાણે સ્વર્ગ; અને આ અર્થ ઉપરનો, વાંચનારને ઝટથી દેખાનો; ( ૨ ) સ્નેહ-ધર્મ ( રિલિજ્યન ઓફ લવ, ખ્રિસ્તી ધર્મ; સ્વીડનબોર્ગ પંથનો કે તે શિવાયનો પણ , જેમા શ્રદ્ધામય જીવનથી સ્વર્ગ રૂપ બનેલી આ પૃથ્વી, એ ઉંડો અર્થ છે. કર્તાએ બંને અર્થ જાણીને યોજેલા

છે, અને આ બીજો જાણીને પડદા પાછળ રાખેલો છે. બ્રિસ્ની યથા પડીની મ૦ ની કવિતામાં આવી અર્થશ્લેષોક્તિઓ વારંવાર આવે છે, સરખાવો—"શાન્ત સદાશિવ નીર" "સામ્ય હ્યાં શંકર વિના" "સાથે નમતો આત્માનો એ તંત્રએ," વગેરે. કવિતામાં શ્લેષ સૌન્દર્ય માટે પ્રકટ અલંકાર પ્હેરાય એમ બે અર્થ. શબ્દશાધયે અને સચોટ કહેવાને; પણ મ૦ ના કેટલાક શ્લેષ ફ્રેન્ચ મુત્સદ્દી તાલેરાન્દ (Talleyrand) ની જેમ, પોતાના મનો ભાવ કપટછલ્લા અર્થ રૂપ પડદા તળે ઢાંકવાના ઇરાદાથી યોજાયલા છે. પોતાનું બ્રિસ્ની વલણ પ્રજાને અત્યન્ત અપ્રિય નીવડી પોતાની કવિતાના ફેલાવાને પણ એથી ધક્કો વાગશે, એ મ૦ને સમજમાં પ્હેલી ક્ષણથી સુસ્પષ્ટ હતું. અને પોતાની કવિતાને અન્યાય ન થવા દેવો એ પણ ફરજ, અન્યાય થાય એ પણ અસહ્ય એમ ગણ્યું; એટલે પોતાની ભાષાપ્રભુતાનો આ ઉપયોગ કર્યો. અર્થશ્લેષમાંથી ઉંડા અર્થ વિષે તે ખરો કે કેમ એવા સવાલ પુછાતાં ક્વાચિત્ તુર્ત ન્હોમ પડતો કે પૃચ્છક તો વિરોધી હશે અને તેને સીધો જવાબ ભાગ્યે મળતો.

એ શુદ્ધ હૈયું, એ, તે, સખી=મ૦ ની બીજી વારની સ્ત્રી. એમની પ્હેલી સ્ત્રી (નદી) વિષેની કવિતાઓની યાદી કરો; બીજી સ્ત્રી (ન્હાની) વિષેની કવિતાઓની યાદી કરો; બને નમ ઘ એક કવિતામાં સાથે દેખશો જ નહીં! બે પત્નીએ બનેને વફાદાર હૃદયને એકપત્નીવ્રત અસાધ્ય નથી તેનો આ દાખલો મનનીય છે; આત્મા હું મણિશંકર; અમને અને જ્યાં જ્યાં બહુવચન ત્યાં ત્યાં મ૦ અને ન્હાની એ દમ્પતી સાથે આવશે બ્રીસ્તી થશે. મ્હારો ઉદ્ધાર એ એક બનાવ બની આવે તો જ શકય. આ ભવે સુખ પણ તો જ. ભારે ને સાંભારે બહીનાએ સાંભર્યા ન કર્દ; પાત્ર સન્મુખનો અર્થ એમ.

બીજી કૃતિમાં આશાની રૂપેરી કીનારી છે તથાપિ એ પણ કરુણપ્રધાન છે, અને એ સમયની બીજી કૃતિઓ સાથે વાંચતાં આખી માલા અત્યન્ત કરુણ સ્પન્દનોથી થરથરે છે. હૃદયનું તળ અને આત્માનું શિખર જ્યાં સંગમ પામે, તે સંયોગસ્થાનમાં ઉદ્ભવેલાં એ પ્રતિભાસજીવન સ્પન્દનો છે, લોહીનાં આંસુએ લખેલાં. આવાં આપવીતકહૂનાર ગુજરાતી કવિતામાં બીજાં નથી અને જે કવિતાઓથી મણિશંકર એ વધારે આપ્યા હોત તો સારું એમ ઇચ્છે છે, તે તો એ સુકોમળ હૃદય હજી વધારે ગીતાયું હોત તો કેવું સારું—એમ જ ઇચ્છે છે!*

---

* કેટલી હદ સુધી ગીતાયલો લાગ્યો છો? કહે છે, થોડા દિવસ એને (મોટો થઇ ગયેલો જાણીને) એક ઓરડામાં પૂરી રાખવામાં પણ આવ્યો હતો! 'ઓવરકોટ' તો એને શરીરકુર્તા સમય ન કરનાર એવું એક પણ કુટુમ્બી મેના મ્હોઢા કુટુમ્બનાં હતા નહીં.

## ૨૧ ઉત્તરા અને અભિમન્યુ

**ધાઓ ધાઓ અરે નાથ — નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા.**

**છન્દ** ઉધોર (કડી ૧૦), વસન્તતિલક (કડી ૪), અનુષ્ટુપ (કડી ૩), સોરઠો અને દ્રુતવિલમ્બિત (કડી ૨) અને શિખરિણી આમા કડી ૧૫ મી બે પંક્તિની જ છે, કેમકે ઉત્તરા બોલી રહી નથી ત્યા અભિમન્યુ બોલી ઉઠે છે. કડી ૧૬ મી એક પંક્તિની જ છે, અભિમન્યુ વાક્ય તોડીને નવેસર નવા છન્દમા બોલે છે ‡

**વિષય** હકીકત સુપ્રસિદ્ધ છે તેને લગતા આ સ્વપ્ન અને ઉત્તરા-ભિમન્યુ સંવાદ કવિકલ્પિત તરંગો છે આ જાણીતા ખંડકાવ્યને અહી ઉતારતા બે કડી જેટલુ છોડી દીધુ છે.

**અર્થ** પ્રતિવિપરીત (૧) છેક અવળુ અને ધાર્યાથી ઉલટું અચાનક બની ગયુ, (૨) અત્યન્ત અમંગલસૂચક જાણે પણ સ્વપ્નમા ઉત્તરા મૃગયા શસ્ત્રાસ્ત્રવિદ્યાકલા અને શીખમા અર્જુનની શિષ્યા હતી, એટલે એને મૃગયાવિહારનુ સ્વપ્ન આવે એ આ તરંગમાળાના ઉત્થાન કે બીજ રૂપ કલ્પના વાસ્તવિક છે ૮ કપોતની ભાગે સૌભાગ્યનો ચાંદો હતો તે આમ ખંડિત થતા જાણે અગ્નિ બનીને મ્હારુ સૌભાગ્ય નહવાને કૂદ્યો બસ, વસ્તુ આટલુ જ, એટલે મ્હારા જેવા વાચકને કૃતિ, કરીએ કડી રમ્ય છે તથાપિ લાંબી પડે છે ઉધોર જેવા ટુંકા સત્વર છન્દના ઉપયોગથી દૂર ન કરીએ આ અસર જેમ બને તેમ ઓછી થાય તે માટે બનતો પ્રયત્ન કર્યો પણ છે ઉત્ત

---

‡ ઉધોર, સોરઠો બને માત્રામેળ છે. ઉધોરમા પંક્તિ ૧૪ માત્રાની અને ગાલાન્ત જોઇએ. વળી એમા તાલ ટુંકો છે, ૧લીએ ૩જીએ ૫મી માત્રાએ અને ૮મી ૧૦મી ૧૨મીએ, એટલે તાલને મુખ્ય ગણિયે તો સાત માત્રાનુ ચરણ બે ચરણે પંક્તિ એમ જ વ્યાખ્યા કરવી જોઇએ છન્દની ત્વરા આ તાલને આભારી છે એટલે દરેક પંક્તિમા ૭ મી માત્રા પણ લઘુ જોઇએ. અહી "તો તો કરી કોટિ ઉપાય" એ પંક્તિમા જ માત્રા ૬+૭ મળીને ગુરુ છે વળી સળંગ ગણ ગાગાગાલ રૂપના ઘણા થવા ન જોઇએ

સોરઠો—સોરઠીદુહો, એમા દોહરાના વિષમ (૧ લુ, ૩ જુ) ચરણ સમ (૨ જે, ૪ થે) સ્થાને, અને ઘણુખરુ પ્રાસ વિનાના, તથા સમ ચરણ પ્રાસે સાંધેલા વિષમ સ્થાને માત્રા ૯+૧૦ મળીને ગુરુ પ્લુત હોય છે તેમા ૧૧ મી માત્રાનો વર્ણ ખોડો હોય એમ ભળી જાય છે, અને વિષમ તથા સમ ચરણ વચ્ચે દૃઢ વિરામ રાખીને આખો લલકારાય છે બીજા અને ત્રીજા ચરણુને પ્રાસથી સાંધેલા, એવો સોરઠો પણ પ્રચલિત છે, પણ તે બોલાય છે જુદી રીતે "દુહો દઠ (શા) મેળ ભેદ" એ દુહો તે દોહરો નહી, પણ 'ચારણી દુહો' એટલે સોરઠો

સુન્દરતા માત્ર ઋતુ મર્યાદિત નીવડશે કે ચિરંજીવ, તે હજી પારખી પણ શકાતું નથી. પરીક્ષકની આ અશક્તિ છે. તો પ્રથમથી જ ચીકાશ્તો આવ્યો છું એવા માત્રમા કાંઠે કરીને જ સ્થાયી મૂલવણી બની આવે. પરન્તુ આ નમૂનામા જે શક્તિ છે તેના ગુણો વાળી કે આ આવીશ નમૂનાની અંદર જેથી વધારે આવી ગઈ છે એવા ગુણોવાળી કવિતા હાન લખાતી કવિતાની અંદર પાકુ હશે તો કવિતા વિષે માણસની ભાવના જેમ વધારે ઊંચી, તેમ તે એવી કવિતાથી વધારે આનન્દે

અર્થ ૧ કેસરભીના કેસરિયા કરવાને સજ્જ થયેલા એવો અર્થ નથી. કેસરિયાનો સમય તો બહુ મોડો આવે શત્રુ સામે થઈ જવાને સજ્જ એટલો જ અર્થ છે. દુશ્મન અને આપણા વચ્ચે યુદ્ધોથી કાળો જંગ મંડાયો છે પણ સૌથી ઉપર હજી મહાસાગરના દુન્દુભિ ગડગડે છે, જે તહમાર જેવા સામન્તો અને વીરોને વિજય પ્રયાગ માટે હાકલ કરી રહ્યા છે.

૩ પુર શહેર-શહેરો ભાગાય છે, મેદાનોમા છે. મહેલાતો-કેટલીક-હાથી ઊઠી છે, સામન્તોની રાણીઓની એમ નેત્ર ઉત્તરાર્ધ સાદાઈ અને સાથે અર્થ-સમ્ભારમા અદ્ભુત છે લગભગ બધુ અંકિત થઈ ગયુ છે ગગનમા ઊ જેમ જગતુ કારમાપણુ વધતુ જાય છે તેમ વધારે ઉત્સાહ અને દઢતાથી આગળ ધસીને ખપી જતા વીર સુપુત્રોની કીરત, તે એક જ અખંડ પ્રકાશી રહે છે મૃત્યુના મોમા ધસી ધસીને અમરતા વરે, મૃત્યુને જ પોતાના અમર મિનાર બનાવી લે તે કીર્તિ

૪ સાંકળી સાકળોથી અથવા બખતરન નાનતર જાતિનો શબ્દ રાખવો તો વજ્રની સાકળીઓવાળુ બખતર. ૫ મંડિ સુગટ માંડવ માટવે ખેલવાં કે ખેલવા ? બને ચાલશે.

૭ શૂરાં, શૂગ, કે શૂર ? શૂરા જ જોઈએ, વીરપત્નીઓ પોતાના ખપી ગયેલા પતિઓ પાછળ સતી થઈને એમને મળે, તે સુરંગગાનો ઘાટ ૮ ફાગ શૃંગારના ઉલ્લાસ, નૃત્ય, ગીત રગ, વગેરે. જયકલગીં જય મેળવ્યાની નિશાની રૂપ કલગી. વીરુંને વીરો અને વીરપત્નીઓને. ૯ વાધો સિધાવો ક્સેદ !



૨૩ અભિમન્યુનું વીરોચિત મૃત્યુ

ચાપહીન થયે એને — મનસુખલાલ મગનલાલ ઝવેરી

છન્દ અનુષ્ટુપ ( કડી ૭ ), ‡ સ્ત્રગ્ધરા ( કડી ૪), દ્રુતવિલમ્બિત (૨), અને વસન્તતિલક. ઇસ સંજના વિષયને ખીલવે એવી છે.

**વિષય** "અભિમન્યુ" નામે ૪૫ કડીના કાવ્યની છેલ્લી ૧૪ અહીં લીધી છે મૂળમાં કડી ૨નો છેલ્લો શબ્દ 'બીમનાદે' છે, કડી ૫મા 'આથડયા' છે, ૧૩માં 'અપ્સરા' એકવચને છે, અને ક્રિયાપદો ભૂત કાળના છે, અહીં ઉતારતા આગવા કેવળ શાબ્દિક ફેરફાર કર્યા છે.

**અર્થ** ૨ તોમર તોમરમલ્લ કે સાગ. ઘાતઘાતે દરેક પ્રહારે. ૪ સાત કુ શાસન. એનો પુત્ર દૌશાસનિ, સુભદ્રાપુત્ર સૌભદ્ર અભિમન્યુ ગુરુગુલ ગદા ઠીક નથી. ૮ ભીમ ગદા બીજાણુ મદામોગી અને વજ્ર જેવી ગદા. ૧૦ કુરુકુલાંકુર આ શબ્દની અહીં યોજના અપૂર્વ ઔચિત્યવાળી છે, અર્થ કુરુકુળનો અંકુર એટલો જ છે, પણ એના અવાજના કડક, કુલાંગાર, કુરકુરિયુ, એવા શબ્દો સાથે સામ્યથી વાચક નિન્દાનો ધ્વનિ પણ પકડી લે છે આમ વિજેતાને ન નિન્દાય એ નીતિ અર્થે મા પાળીને પણ કવિ શાબ્દિક છટે તેને નિન્દે છે લાઇબલ ઉચ્ચાર્યાના પરિણામનો છાંટો પણ પોતાને કડે નહીં એવી રીતે લાઇબલ કરવું હોય તેવા માણસને આ કવિ લવરીલિની ઢાલ ઉપયોગી ખરી! ૧૩ જનક અર્જુન મરતા પણ અભિમન્યુ પિતાની ધર્મકાર્યે ગેરહાજરીમા તેના કર્તવ્યમા યથાશક્તિ ઘૂમી ઝઝુમી ખપી જતા કૃતકૃત્ય

---

‡અનુષ્ટુપ અક્ષરમેળ છન્દ છે એમા પંક્તિ આઠ વર્ણોની અને ૪ પંક્તિની કડી. ચારે પંક્તિમા પાચમો વર્ણ લઘુ જોઇએ, અને સમ પંક્તિઓમા સાતમો [illegible] જોઇએ. મહાભારત અને પુરાણોના જૂનામા જૂના ભાગોમા અનુષ્ટુપ જ મુખ્ય છન્દ છે પણ તેમા બત્રીશમાથી ઉપર દર્શાવેલા ૪ અક્ષર લઘુ જોઇએ જ એ નિયમ સર્વત્ર પળેલો નથી–અર્થાત્ ઘણે ઠેકાણે નથી પળાયો. આ વિષય ઘણો મોટો છે. (જુવો રણપિંગળ ૫૨૭–૫૬૩, હૉપ્કિન્સ કૃત ગ્રેટ એપિક ઑફ ઇન્ડિયા, પ્રકરણ ૪, વગેરે) અહીં આટલુ જ બસ છે કે આપણે બે અનુષ્ટુપ ગણવા—

(૧) સામાન્ય જેના લક્ષણ ઉપર પ્રમાણે, (૨) આને મળતો પણ અનિયમિત, અને તેથી વધારે વિવિધ લય વાળો, જે લાંબા વર્ણન કાવ્ય માટે બ્લૅન્ક વર્સ (blank verse) લેખે વાપરી શકે આને માટે પ્રવાહી કે પ્રાચીન અનુષ્ટુપ એ નામ સારું છે

... થી (કે દ ... પ્રમાણે જે ... સારુ અને ... છન્દના ... ૧૬ વર્ણો બે પંક્તિના ગણવા હોય ... તેમા પણ નવો નથી. આપણે સામાન્ય અનુષ્ટુપ પણ બે પંક્તિએ લખીયે છાપીયે છિયે, માત્ર સુગમતા માટે અથવા જૂની (અનુષ્ટુપ દ્વિદલ છન્દ એ હકીકતથી ઘડાયલી) રૂઢિ. એને સુઘટિત ચાર પંક્તિના બનાવ્યથી તોય કંઈ નથી, એ સાહિત્યક્ષેત્રમા રૂઢિબળનો ન્હાનો પણ સારો દાખલો છે

તાનો આનન્દ અનુભવતો મર્યો ગયો ઉક્તિકી આતુરતાને વીને ડોક આ ાળ આગળ ધપાવતી અમર કુસુમ ચન્દનવનના, દેવોના વીર્ય અસાવાગસ માટે બલવચને ૧૪ મૃત્યુમા આનન્દતા એ વીરના મૃત્યુથી આખા વિશ્વે શોક અનભવ્યો



૨૪ ઝારાનં મચદાનેજંગ

**ધમધમ ધરણીનો પટ ધ્રૂજે—દુલેરાય લાખાભાઇ કાગણ.**

૭૦ સવૈયા (જુવો ટિપ્પણ ૮ મુ)

**વિષય** યુદ્ધવર્ણન કચ્છનો રાવ ગોડજી વિ સ ૧૮૧૭ ના નાદીએ આવ્યો તેના સમયમા આ યુદ્ધ થયેલ કહે છે ૧૮૧ ના માગસર શુદ ૧૦ શુદ્ધનાં કર્ણદેવના હડહડતો વેરી અની માધવ દેહની પાતશાહ અનાદીનના લશ્કરને લઇ આવ્યો તેમ પૂનો દિવાન પદ ખોતા, રાવસાહેબ સામે સિન્ધથી ગુલામશાહ કલો રાના લશ્કરને લઇ આવ્યો આજ માગણ હોય, તો તે દન્તકથા માધવને વિષે નોંધે છે એટલુ સમજ નજ ભાણાય અને એને દરજ્જે પૂનનો દ્રોહ પાતકીપણાના ચરી જાય ઝારાની ઊંચી ધાર કચ્છની ઉત્તર સરહદ પાસે છે વિઝાણ ગામ અખ ડાસા તાલુકામા આવેલ છે, નરા ગામ સિન્ધ અને કચ્છ વચ્ચેના વણને કાંઠે છે. નરાના ઠાકોર સતાજીના વરાના એન સતાણીઓ આ પ્રસગે નરાનો ગીડાયત ભીમજી સતાણી હતો, તેણે ઝારાના યુદ્ધમા અદભુત સરાતન દેખાડ્યુ અને હજી પણ કચ્છમા એ વીર પુરુષ વિષેની રોમાચક માંડીઓ ગવાય છે ઝારાના યુદ્ધને કચ્છી પ્રજા અત્યન્ત ઘોર ગણતી આવી છે, ઝારો મ થાંનો દિ', 'ઝારાના જંગની આણ', વગેરે ઘસ હજી પણ ચાલે છે નુજિયો કિલ્લો પાટનગર ભુજ પાસે છે, તે ખડેર ઘણા વખતથી એક મહાભુજંગનુ મથક મનાય છે દર નાગપચમીએ રાવ સાહેબની ત્યા સ્વારી જાઇને એ કહેનાતા ગરુડામા દૂધના તામડા રેડી આવે છે.

**અર્થ** મચદાને જંગ એ સમાસનો અર્થ મધામીની ઝનખ્વાર લડાઇ એવો થઇ શકે ખરો ? શેષ નાગની ફણા ના ઉપર ધર ણી જ છે, આખી સૃષ્ટિ નથી એ હકીકત કર્તા ભૂલ્યા લાગે છે

૨ સુરંગ ફાકડી એનો અર્થ અકડી રોપ ન ઠી, અત્યારે ફેલાની સળ ગી ખટપટ, જેનો અન્ત સગડમા જ આવે. ૩ લોહજ (શ્લેષાલંકાર) (૧) લોહગઢ+જ ધુવાળો. (૨) યોદ્ધા જોધ ૫ જુડધાર જટાજૂટવાળા નામ જેવા. મકરો છૂટછેરી ભારિયા હુવાળા અને બીજા જમીનદારો. ૬ ટીલે યુવરાજ પદે વજી ફેર

રાળ, જેના હાથનું મીંઢળ ૯૭ છૂટ્યું નહોતું   અર્હેગ અર્થમ, અકલ, એટલે અજિતના અર્થમા, અથવા અતુલ બળીના અર્થમા કોઇ કોઇ વાપરે છે, પણ શબ્દ ખોટો લાગે છે ૯૮ વ્યંગ્ય રહસ્યની ભરેલી, શુ કરવા ધારે છે, શું કરશે, શા હેતુથી, તે નસીબદેવીનુ કળાય તો એનુ કળાય એવી. વ્યંગ ખોડુ, ખડિત અગ વાળું. એટલે બંને શબ્દ જુદા જુદા છે પ્રાસ માટે કોઇ કારણે વ્યગ્યને ઠેકાણે વ્યગ ન લખાય, વ્યંગ્યને ય અગ વિનાનો વ્યંગ ન લખાય   ૯ કચ્છી લશ્કરને પોતાની બાજુએથી જતુ નોઇ વૃત્તિયો લોકોની ભડકયો—લશ્કરના અસાધારણ કદથી એમ ગણો, આવું સમર્થ લશ્કર યુદ્ધમા તો કપાઈ જવાનુ એ ખયાલથી ૬૨૭ સાથેની સહાનુભૂતિથી કકળી ઊઠયો, એમ કલ્પના કરો, બન ચાવે ૧૦ મેલાણ પડાવ ૧૮ મખ મજ્ઞ ૧૯ પડઘે પડદા પાછળથી, આપણાથી ન સમજાય એમ.

૬૨૭ નિર્વીર્ય થયુ, બાયલુ બન્યુ, ફીકું પડી ગયુ, આ આગના વનસામુ પડી, જેના પડી બનાવ બન તે તે જ કારણથી બન્યો એવુ અનુમાન એ થયુ, તે ન્યાય શાસ્ત્રમા જેને જાણીતો હેત્વાભાસ છે, તોપણ કવિઓ આવા કારણ કાર્ય સમ્બન્ધ વિના સકોચ બાંધે છે, બાંધે છે તેથી પણ વધારેવાર સૂચવે છે.

કતા પાસેથી મળેલ અજેવી નકલ મુબાઇ સમાચાર વિ સં. ૧૯૮૬ ના દીવાળી અંકમા પ્રકટ થયેલી છે તે કરતા કંઈક જુદી હતી. અહીં છાપતા જરા સમારી લીધુ છે, અને ત્રટલીક કડી છોડી દીધી છે. ††



૨૫ ખુલ્લાં ચક્ષુઃ

ભલે ઊગ્યાં વિકલ્પે—ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર (સુન્દરમ્).

છંદ સિખરિણી.

અર્થ ૧ નમણાં નાજુક, રૂપાળા, અને વિનમ્રનો અર્થ સૂચિત થાય. પ્રભુ શબ્દ આમ આપણે વર્ગવાચક સામાન્ય નામ લેખે વાપરના અચકાઇયે છીયે તે યોગ્ય છે દશાવતારને માટે જ એ શબ્દ રહે, એથી વધારે વિસ્તાર ય નહીં તો સારુ (જુઓ વિવરણ ૧૮ મુ) જૂના કાવ્યમા ભગવન્ એવા શબ્દ વધારે છૂટથી વાપરવામા આવતા, તે રૂઢિ વખાણવા લાયક કે પાછી અનુસરવા યોગ્ય નથી. દિવ્ય શુદ્ધ દિવ્ય સુગંધી પ્રભાકે સુગંધી દિવ્ય પ્રભા, સુગંધે વિલક્ષણ સાત્વિક

††કડી ૧૩ મીમા ધૂમે વાચવુ.

આનંદના અર્થમાં લઈયે તો તાત્પર્ય એક જ ૨ નખાગ્રે નરસિંહાવતાર, દન્તાગ્રે વરાહાવતાર, શબ્દછલથી વામનાવતાર, કોદંડ રામાવતાર, પરશુ પરશુરામાવતાર, શૃંગે કૃષ્ણાવતાર. એમ છ અવતાર સ્પર્શીને બુદ્ધાવતારનો સર્વથી વ્યતિરેક ખૂબીથી સાધ્યો છે. મ્હેલી પંકિતમાં નવે અવતારને સ્પર્શી પછી મુકાબલે છોડીદેવા જેવા એને છોડી દીધા, અને ઉકિતમાં લાઘવ સાથે બળ આણી આખી વાત એક કડીમાં પૂરી કરી લીધી છે. કલા કથન સૂચન અને વ્યન્જનામાં છે, તેમ સવિવેક મૌનમાં ય છે. ચિત્રકાર ચિત્રમાં ખૂબી અને સચોટતા રંગ અને રેખાઓથી તેમ જગા છેક ખાલી રાખીને પણ સાધે છે. ગુજરાતી કવિતાના આખા જથામાં આની અર્થઘન સવિવેક અને વળી સુન્દર કડીઓ કેટલી હશે ? આપણી કવિતાની સમૃધ્ધિ ગણતાં આવા મુક્તકોનું મૂલ્ય છે તેટલું આખી ચોપડીઓનું પણ નથી.

૩ ભુજાએ સામસામા બને પ્રયોગે લડી મરતું હિંસાશીલ માણસ સામાના અહિંસક દેખાતા આચરણને પણ કુટિલતાના દાવપ્રેચ ગણે. તે આચરણ ખરે અહિંસક તો નહિ હોય એમ એને સુઝે જ નહીં ન ! નવ નવીન, વિધાતાએ તો આપેના,પણ તહમે અવતર્યા ત્યાં લગી વ્યર્થ રહેતા સાચો ઉપયોગ પ્રથમ તહમે શીખવ્યો તહમે એને સાર્થક કરી દેખાડયા માટે નયનોના સાચા સર્જક પણ તહમે આ તરંગને વિચિત્ર કહેશો ? દુરાકૃષ્ટ કહેશો ? ગમે તે કહો પણ એમાંનો તથ્યાંશ સ્વીકારવો પડશે કેમ જે એ માત્ર તરંગ નથી, એની પાછળ કલ્પના દર્શન અથવા ભાવનામય દૃષ્ટિબિન્દુ રહ્યું છે આ આખી કૃતિ એ દૃષ્ટિબિન્દુમાંથી જ ફુટે છે

૪-૬ બુધ્ધના જીવનના આરમ્ભના મુખ્ય બનાવો સૂચવે છે. રમણીની ભુજાઓની પ્રેમગૃ ખલાન પાંજરે તહમને પૂર્યા કવિ તહમને પૂર્યા નથી કહેતો, એ દયામય યમુને પૂર્યા એમ મ્હેલું વધારે સાચું ગણે છે. અને એ છટયા એટલે એમણે દુનિયાની બીજી દશેને પણ મુકિત આપી. સૃષ્ટિખાડનાં ગદા ખાબોચિયામાં જરા વ્યાધિ અને મૃત્યુ એ ત્રણ વમળોમાં ફરી ફરીને સપડાતા આપણે સૌ કૃમિ ઉપમ જીવતા જીવો ઉપર નભતા જીવ (૧) હિંસાએ પેટભરી કે સત્તા લક્ષ્મી આદિ સાધન મેળવી ટકાવીને જીવન ટકાવતા જીવ આ અર્થ કાવ્યસન્દર્ભમાં ઉત્તમ બજે છે (૨) જાતમહેનત વગર બીજાઓને માથે પડી નિર્વાહ ચલાવનાર પરોપજીવી જીવ-પેરેસાઇટસ (parasites) હરામભક્ષક આવો અર્થ પણ આ શબ્દોનો થાય પણ તે લેવોજ પડે એમ નથી માટે ન લેવો (જુઓ વિવરણ ૨૭ મુ) બુધ્ધે છ વર્ષ ઉગ્રતપ કરીને પછી દેહદમનનો માર્ગ છોડી દીધો. મહાવીર

અને બુદ્ધ વચ્ચે એક મૌલિક ભેદ આ છે. હૃદયસાગરને છેક તળિયે ઊતર્યાં. મુક્તા મોતી જેવો નિર્મલ સુવૃત્ત અનુપમ [મુક્તિપંથ, નિર્વાણમાર્ગ. ૮ ઉધ્ધારી. પ્રભુએ ચક્ષુ શમાવ્યાં ભરતીવા સંકેલી લીધી. એને આ નવી અહિંસા દૃષ્ટિને. મૂળની એક કડી છોડી દીધી છે.



૧૬ મદનવિજયથી લોચનદાનઃ

પુણ્યની શાન્ત મૂર્તિશી—સુંદરજી ગોકળદાસ બેટાઇ.

છંદ અગિયાર કડી અનુષ્ટુપ, પાંચ, માલિની, સાત, વસંતતિલક, છેલ્લી દ્રુતવિલંબિત બે કે ત્રણે છ છ પંક્તિની કડી થઇ ગઇ છે, તે મેં કૃતિને ટુંકાવી તેથી બન્યુ છે. મૂળમાં " અમીનિર્ગલતા " એ કડી અર્ધી છે, બીજી એક પંક્તિની છે, બાકી બધી ચૌદ આપની છે

વિષય ' સુલોચનાનુ લોચનદાન " એમાંથી આરંભની કેટલીક કડી અને વચ્ચેથી થોડું છોડી દીધું છે. લોચનદાન આપીને પણ કામને દશાવી સુલોચના ભિક્ષુ તરફ સાચુ ભક્તિનીકર્તવ્ય બજાવે છે, એ અદ્ભુત-કરુણ વિષયનું આ આલેખન સંયમી અને સુરેખ છે, સાથે એના કર્તા વિષે આશાજનક પણ લાગે છે મણિશંકર ના ' વસંતવિજય'ની ખામી—વસ્તુનો વેગ અતિમંદ, એનાથી આ કૃતિ મુક્ત છે, તો મણિશંકરનુ ભાવા-લય-પ્રભુત્વ પણ અહીં જણાતુ નથી. ' જરૂર 'મા ૩ લઘુ ગણો. 'અસુર મા સુ ગુરુ ગણો, વગેરે કેટલાક ભેદરકારી કહેવાય

અર્થઃ લલિતલોચના, કરુણાપરા, શશિગીરવા, ચારુશીલા, મારવ હૃદય (?) મુગ્ધબાલા —એ સુલોચનાને વર્ણવતા વિશેષણોમાં વૈવિધ્ય છે.

૧ તૃષ્ણા જ દુઃખ અને શાપપરંપરાના લખચોર્યાશી ફેરાનું મૂળ તેને ફૂંકી નાખતા આત્મા જે મુક્ત દશાની શાશ્વત સ્થિતિ ભોગવે છે, તેને બૌદ્ધ દર્શનમાં ' નિર્વાણ ' કહે છે. નિર્વાણની શુધ્ધ સાત્વિકતારૂપ અગ્નિની જાણે શિખા. નિર્વાણ માટે પ્રકાશનું જ ઉપમાન ઘટે, પ્રકાશ અને તાપ બન્ને જેના લક્ષણ તે અગ્નિનુ ઉપમાન આંનુ ઉચિત ન ગણાય. ૨ વસુધરા જળથી ઉભરાવ ભરેલી છે, તેમ પ્રેમ—ભક્તિભાવથી સર્વાત્મતાથી ભરેલી ૩ અંધારે જણાયલા વિશ્વને આત્મજ્યોતિને શિખાની આ અભ્યારસમુંથી—' કાલા મજલ રૂ નવાતિમિરમાં ઝળ્યુ સદ્ વિધ આ,' એ પંક્તિથી - કૃતિ શરુ થાય છે. ૪ ઉત્કંઠ ઉંચી ડોક. ૫ સુલોચનાને બ્હેન ગણવાની વૃત્તિ. ૭ (ક્યાં લગી) એ દ્રશ્ય જોતો લોપ

ચેતન બંધુભાવ, સુનોચનાના ઘોર આત્મભોગે મદનને માગી હણ્યો એટલે ( કૃતિને અંતે ) પાછે ઉપર પણ આવે છે. ૯ સુ૰ના શબ્દરૂપ વાયુ અડતાં જ ભિક્ષુના હૃદયમાંનો બુધવાતો મદનાનલ પ્રજ્વલી ઉઠયો, જેના ભડકામાં સુ૰નો ભોગ ક્યાંય ખાઈ ગયો! ૧૧ તડકે ધવાઇને અત્યંત તડફડે. અનભિજ્ઞ આ આની પાપી માગણીથી મારું આવું અપમાન કરશે, એમ એણે કલ્પેલું પણ નહીં ૧૨ કુદરત અંધકાર-છાઇ હતી જ, તે પ્રલય ચાસે ગર્જી ઉઠી, ધ્રુરકવા લાગી, બયાન-ક્રાંતિરૂપ માં કપી ઉઠી પણ કરી ૧૨-૧૩ વસ્તુનિરૂપણમાં નબળી પડે છે. ૧૩ સુ૰ના હૃદયમાં સામો પવિત્રતાવહ્નિ સળગ્યો તપસ્વિની મેં જો કે એ શુચિ ક્રોધને કાબમાં રાખ્યો, અને દયા—પ્રેમના જ શબ્દ બોલી રહી ૧૪ ' વળી છે ''–છેક નબળી રચના ભાઈ ભાઇ, આ શું ? ત્હારા પવિત્ર આત્માનો દીપક આમ શાને બુઝાઇ ગયો વારુ ? મ્હારી દીક્ષા મ્હારાં વ્રત, ત્હારાં વ્રત આપણ બન્નેના પિતા અને સદ્ગુરુ ભગવાન બુદ્ધ, બધું જ ભૂલ્યો શું ! ૧૫ પ્રેમ વ્રત, શીલ, ધર્મ આદિ નામે તું ફૂરતા જ આચરીશ કે ? ૧૬ અરેરે, ભાઇ તું તો છેક મદાંધ બન્યો ! અગ્નિ ને આગિયો, સોનું અને ક્થીર ૧૮ સુ૰ હજી બોલી નથી રહી, ત્યાં અધિરાઇથી ભિક્ષુ પાછો બોલી ઉઠે છે આ ઘટના મૂળમાં નથી કૃતિ ટુકાવી તેની સાથે આપો-આપ આવી ગઇ છે ૧૯ તસ, હૃદ્ધ ૨૦ સુખડામણીં ઠીક નથી ૨૩ ત્હારાં લોચનો શાં સુ૰ એટલું બોલે છે ત્યાં જ નાયિકા પોતાની આંખો હાથે ઉખેડી નાખીને એના હાથમાં મુકી દે છે તું મોહ્યો આ આંખો પરને ? ત્હારા જેવા ભાઇને ઉગારવા તો લે એ આંખોની જ કુરબાની ! અને આ અદ્ભુત, આ રૌદ્ર, આ બીભત્સ પણ કરુણ લક્ષ્યવેધી આચરણથી ભિક્ષુના મદનાવેશ તત્ક્ષણ પીગળી જાય છે, મદના વેગની જડતારૂપ શિલા તુટી પડે છે અને પ્રાયશ્ચિત્તના તેમ સુનોચના પ્રતિ દયા સ્નેહ અને ભક્તિભાવના શ્રાવણ અને ભાદરો બની આંખમાંથી વર્ષી રહે છે

મિતાક્ષરતાને મોટો ગુણ ગણ્યો છું તથાપિ કમેરણ પ્રાપ્ત થાય છે જે છેલ્લી કડીમાં છે એ જ બધી મિતાક્ષરતા દુર્બોધતા ગણાય

સરલહૃદય સરલ હૃદયા, પણ બંને શબ્દ છૂટા રાખિયે તો સરલ હૃદરે ઇચ્છે છે.'

લલિત આગલી ક્ષણ લગી લલિત હતા તે એમ જ અર્થ લેવો

આવા બનાવનું વર્ણન ( શબ્દોમાં ) અયોગ્ય નથી તેટલું એનું ચિત્ર અયોગ્ય બને અને ચિત્ર કરતાં પણ વધારે અયોગ્ય એવા બનાવનું તખ્તા ઉપર નિરૂપણ બને.

નાનો ખેડુત ગાય કે બ્રાહ્મણ ઉપર હાથ ઉગામતા ખચાતો, તેથી ઓછો સંન્યાસી ઉપર ઉગામતા ખચાતો નહી આખી કલ્પના જ મોડી ઉદ્ભવેલી પરન્તુ દરેક દેશની કવિતામા દેશભક્તિ, ગુરુભક્તિ પુરાભક્તિની અતિમાત્રા આવુ કઇકઇ ઘુસાડે છે, અને રાચે છે.

આ જાતના ટુકા સાદા સીધા ચોટદાર ભાવનીગળતા વૃત્તાન્તને અંગ્રેજીમા બૅલડ (ballad) કહે છે, એ જાત આપણા કવિઓએ બહુ ઓછી ખેડી છે પરન્તુ સારી બૅલડ બાહ્ય વાસ્તવ (ઓબ્જેક્ટિવ રીયાલિટી objactive reality) મા રાચતા કલ્પનાબને જ સ્થાય.

અર્થ ૧ પ્રભાને જાણીને ભગવી કહી છે વિષયસૂચન માટે કર્મણ્યતા કર્મપરાયણતાના અર્થમા વાપર્યું છે, પણ એ શબ્દનો અર્થ તો શ્રાન્તતા છે એનુ સુધાસ્મિત જ જાણે એનો ચેતન જગાડનાર દડ.

૨ પોતાના ધર્મોમા પરાયણતા રૂપ દંડ ધારતા દંડી સ્વામી રામદાસ જે સમર્થને નામે પણ પ્રખ્યાત છે સ્વરાષ્ટ્ર મેળવવા ફેલાવવાના પ્રયાસન તેમણે મહા મુક્તિપર્વ ગણ્યુ એને લઇને એમની અમર કીર્તિ પરન્તુ આમ માનવા માટે કે શિવાજી મહારાજને પ્રેરણા આપનારાઓમા એ પણ હતા, એમ માનવા માટે પૂરતો પુરાવો નથી ૩ ચોથી લીટી નબળી, ૧૨મી કડીમા પણ ચોથી લીટી નબળી ૪ અગ્નિની પ્રખરતા બહુ વચન વાપરીને પણ સૂચવી છે છેલ્લા ત્રણ શબ્દ સ્વામી ત્રિકાનજ્ઞ હતા એમ સૂચવવા માટે હશે ૫ સાઠ સાઠા ૬ પ્રસેવ પરસેવાના અર્થમા વાપર્યો છે, પરન્તુ પ્ર કરી નાખવુ ઠીક નથી ૭ શિષ્ય આવતા આવતામા તો ઉપરાઉપર એટના ઝાપટયા ૮ ગુલાલ સાંત પડયા અન લોહીની તસરો ફુટતા વાંસે જાણે ગુલાલનુ ટકાવ થઇ રહ્યો, વાંસો જાણે ગુલાબ બન્યો ૯ શિષ્યોએ પણ આની પ્રેરણાના દુષ્કારને પકડી—સ્વામી મના કરે છે એટલામા તો પછાડયો પણ ત્યા તો આજ્ઞા થઇ ગઇ અને તે પાળવી પડી ૧૦ શિવ શિવાજી ૧૧ રાજાનો ક્રોધ માય નહી ૧૩ રામદાસને સોગ લગાવનારને સત કરવાના અખતિયાર તો તેમના એટલે તેમના ચરણમા માથુ મુકીને— ૧૪ હુવા થયા આ અણધાર્યા શબ્દથી ગતની સ્તબ્ધતા વગર વર્ણન એમ્દમ પૂરેપૂરી કહેવાઇ જાય છે વળી 'હુવા અવાક' એમ મેળવ્યા વા કથનને વધુ જોરદાર બનાવ છે ૧૫ હરામભક્ષ્ય પરોપજીવી (પૅરેસાઇટ parasite) કિંવા અનુત્પાદક (અન્પ્રોડક્ટિવ unproductive) વોને પણ પર્યાસ્ત ગૌર્યજીવી અને સના આદિના દાયી જાનઓએ ઉપજાવેલુ પ લી વઇન નિવાહ કરનારા વર્ગોની સાથે જ હરામનુ ખાનારા ગણે છે. જેટલુ દ્રવ્ય

ખાઇ જાય તેટલું કે કહોને જરાય ઉત્પન્ન કરે નહી તે બધા જ હરામભક્ષક, હરામી હરામ-ભક્ષક છે તો સમાસ, પણ એવો સમાસ વર્ણસંકર, તેથી બ ને શબ્દને છૂટા રાખી વિભક્તિ ઉમેરીને અર્થ કરવો. કેટલાક વર્ણસંકર સમાસ ભાષામાં એટલા જૂના છે અને રૂઢ થઇ ગયા છે કે તેમને અશિષ્ટ ગણનાર જાતે ચોખલિયા ગણાય. પરંતુ નવા વર્ણસંકર સમાસ બનતા હશે ન કરવા ૧૫ ચાર મિશ્ર પાસે તોય ટર્યો નથી, મને વરો યોગ ગણી મને જ બધાટયો, એવા સ્વ-સત્તા-રક્ષક, સ્વ-રાજ્ય-રક્ષક તો ત્હારી પ્રજામાં એટલા થોડા હશે, કે એવો જે કોઇ મળી આવે તે દરેકને સન્માન દે જે પોતાના હક્કના એવા નીડર આગ્રહી રક્ષકો ત્હારા ઉદ્દેશ સ્વરાજ્યની સિદ્ધિ અને રક્ષાને માટે ત્હારે તો સૈંકડો ને હજારો જોઇએ.



૨૮ કલાદષ્ટિનો વર:

**માથે મધ્યાહ્નનો સૂર્ય—રસિકલાલ છોટાલાલ પરીખ ( મૂસીકાર ).**

છન્દ સાત અનુષ્ટુપ છે, ■ દ્રુતવિલમ્બિત, અને એક એક વસન્તતિલક મન્દાક્રાન્તા, વંશસ્થ, અને પુષ્પિતાગ્રા ‡ દેખી મા ધી લઘુ ન ગણાવો જોઇએ એવે ઘણે ઠેકાણે લઘુ ગણી લીધો છે.

વિષય બે ભિન્ન ભિન્ન દશાને એક સાથે દર્શાવવા મથતી કૃતિ જરા દુર્બોધ છે. શબ્દાર્થ ઉભો જાણતો ન હોય તેવા વાચકને નડતી દુર્બોધતાની વાત નથી કરતો. સંસ્કૃતપરિતની કૃતિ સામાન્ય ગુજરાતી વાચકને માટે જરા ભારે તો પડે. પરન્તુ સંસ્કૃત શૈલીમાં જે પોતાની મીઠાશ અને શક્તિ છે, તે બીજે નથી, તેનો આ કૃતિ સારો નમૂનો છે.

અર્થ ૧ દિલ શરીર. કાઠિયાવાડના કેટલાક ભાગ. દિલ હૃદય કે મન માટે

---

‡ પુષ્પિતાગ્રા: આ વર્ણમેળ છન્દના વિષમ ચરણમાં ન ન ર ય એ બાર વર્ણો, સમમાં ન જ જ ર ગ એ તેર. આપણી પરિભાષામાં વ્યાખ્યા—ન ( સુવ ન(સલ) રા (જબા) ય ( માના ) ન (સલ ) જ (બાન) જ (બાન ) ગા (જબા) વા. મિશ્રોપજાતિ ર બની આપ ની વ્યાખ્યા મુજબ આ પણ એ ... ના રામાં પાદો આટલા કે મિશ્રોપજાતિમાં અનિયમિતના વધારે: ૧+૩ એમ ચાર શીગનું નિરૂપણ એમાં ચાલે. અહીં તો વિષમ પંક્તિઓ જ બાબતની સમ પંક્તિઓ જ તેરની. આમ વિષમ પંક્તિઓ એક માપની સમ બીજા માપની હોય તેવા છન્દોને અર્ધસમ કહે છે. વૈતાલીય અને વાર્ગંગ જેવા છન્દને પણ અર્ધસમ કહી ગણાય

અને ડીલ શરીર માટે વપરાય છે, એ જાડી જોડણી અને જાડુ ઉચ્ચારણ શરીરના અર્થમા લેખકોએ અપનાવવા જેવા છે, કવિઓ તો આ સૂચના ભાગ્યે માન્ય રાખે—કેટલાકે એવી નાજુકતા કેળવી હશે કે ડીલ ઉચ્ચારણ સાભળીને જ તેમને આઘાત (શૉક shock) લાગે! ૨ સ્મર કામદેવ બજાવતો રોમે રોમમા અનુભવ ખડો કરતી ૩ ખેલલીલા દેહ અને દિલ ઉપરાંત આત્માયે નિવશ બની ગયો ૪ રસિકેશ્વરી એટલે ? પ્રિયા નહી, આગળ રસેશ્વરી શક્તિ અને દેવી આવે છે તે કાવ્યની દુર્બોધતા આને લઇને છે. પ્હેલી પ્રણયિનીના વિરહથી વિવશ દિલની દશામાથી આ બીજી એનાથી તદ્દન જુદી જાતની ઉત્પન્ન થાય છે, પ્હેલી સંવેદનકૂલક માથી સરી જાય છે, આ જ વ્યાપી રહે છે કવિનો જવાબ જે મ્હને અનુભવ થયો તેવો આલેખ્યો તે અપર્યાપ્ત ગણાય, એમ નથી કહેતો, આવી સક્રાન્તિ કુદરતી લાગે એમ નથી આવેખાઇ એટલે દુર્બોધતા રહે છે. (અહી તો કવિ પોતે પણ જાણે છે જે એમની આ કૃતિમા કચાશ છે) ૫-૬મૂર્તિ જ઼ેવી કશા પણ આલમ્બન વિના પુરેપુરી કામાવસ્થા એ અનુભવ અપૂર્વ હતો, અને એમાથી હુ વિશેષ અપૂર્વ અનુભવમા સર્યો, પ્રિયા સાથેના અદ્વૈતમાથી સમાધિ થયો, આ લોક પરલોકના ભેદ માત્ર સરી ગયા, જે શેષ રહે તે પ્રકૃતિ અર્થાત્ મૂળાવસ્થાને પામ્યો, અને તેમા મ્હારી ઇષ્ટદેવી રસેશ્વરીનો સાક્ષાત્કાર મ્હને પ્રાપ્ત થયો. આદ્યપ્રકૃતિને એ રૂપે મે દીઠી.

૭ ત્રિપુરસુન્દરી ત્રિપુર અને તેના સ્વામીના વિજેતાની અર્ધાંગના અવકાશ (૧) અધર પ્રદેશ આકાશ, (૨) શૂન્ય અદૃશ્ય જગત રૂપ શૂન્યમાયા ૮૧૦ આ મૂર્તિનુ વર્ણન સૌમ્ય (એટલે માત્ર સૌન્દર્યનુ પાન કરતા) શૃગાર અને ભક્તિરસનુ વિજયી વર્ણન છે રોમાન્ટિક શૈલીના રસિયા ઊર્મિસેએ વિચારવુ રહ્યુ, જે એ શૈલી આવો ચમત્કાર સર્જી શકે ખરી ? ૧૧ ભક્તને જ મળી શકે તે રસાસ્વાદ પણ દેવીએ આ અધિકારી ભક્તને આપ્યો. ૧૨ દર્શન અને ઉપર પ્રસાદથી કૃતાર્થ થયેલા ભક્તનુ અન્તર દેવીને પારદર્શક થઇ જાય છે દર્શન અને પ્રસાદ પણ એના શોકબીજને નથી છેદતા, તે દેવી જુવે છે અને એને વર આપે છે વિયોગ તમારા દર્શનનો અભાવ ૧૩ જડમા વનસ્પતિમા પ્રાણીમા તો યે ખાસ, ૧૬ કલાદૃષ્ટિ અને કલાશક્તિ આપીને તને કલાધર બનાવુ છુ કલાસર્જનના ઉચ્ચ સ્થાથી ભાવાત્મક જીવનમા જીવ અને વિહર તુચ્છ દુન્યવી જીવનના સુખદુઃખ રાગમોહાદિ કમળપત્ર ઉપરથી પાણી સરી જાય એમ સરી જશે



જ જોવામા આવે છે. જાલમજોર જા’મ અને જબરદસ્તી ઉપર મુસ્તકીન પણ ક્રૂર અને કરડાથી વધારે આકરો અર્થ ન લેવો આપણે ગુજરાતીઓ આકરા શબ્દોને તેમના પૂરેપૂરા અર્થમા નથી વાપરતા ઇકડે યા ‘અહી આવો’ માટે મરાઠી ભાષાના શબ્દો. જેમ આગળ અમદાવાદી પાદશાહોના આરબને માટે એક ચીજ ઉર્દૂ ભાષાની મુકી છે

૫ પક્તિમા અર્થ ન સમાય ત્યારે એમદ ગબ્દ બહાર રાખવો, એ પદ્ધતિ સારી નથી. ધર્મનુ હિંદુ ધર્મનુ, આપણા ધર્મબધુઓનુ, બ્રાહ્મણોનુ ૬ પાશ નિયમો, મર્યાદાઓ નીતિના કયા કયા નિયમો તેનુ દિગ્દર્શન પછીની કડીમા છે ૮ રોગ નીતિ મય બધારણ અને વહીવટ બદલ્યા એ રોગ ૧૦ સસયો ત્તગ સામે ધસ્યો અને ત્તગને નસાડયો, એવી વીરભૂમિ, પણ આવી દતકથા ઘણા દેશકાલમા ઘણા શહેરો માટે કહેવાયથી છે, એકેને માટે વિશ્વાસયોગ્ય ઠરી નથી. કયાથી ઠરે ? તેજાની વાત પણ માત્ર દંતકથા છે, ઇતિહાસમા સ્વીકારાય એવી સાવાર નથી. અસાક્ત‘ ગામડાનુ મૂળ નામ, ભીલી બોલીનુ સસ્કૃતલેખકોએ સસ્કારી લઇને એને આશાપલ્લી કર્યુ. ગામ ઉપરથી તેના મૂલ નાયકનુ નામ કે મૂલ નાયક ઉપરથી ગામનુ નામ તે કશુ કહેવાય નહી સિદ્ધરાજના પિતા કર્ણદેવે એ બાજુના ભીલો ઉપર દાબ વધાર વાને અસાઉળમા થાણુ સ્થાપ્યુ, તેને કર્ણાવતી નામ આપ્યુ, ત્યારથી સાબરમતીને કાઠે આવેલુ એ સ્થળ સાહિત્યેતિહાસમા બને નામે ઓળખાતુ થયુ ભરૂચથી ઇરિયાકાઠાનો રસ્તો ખભાત સીધો જતો, પણ ખભાતથી શિરોહીનો રસ્તો તેમ ભરૂચથી શિરોહીનો રસ્તો અને કાઠિયાવાડ ( સોરઠ )માથી શિરોહીના રસ્તા અહીં મળતા, એટલે આ સ્થલ કીમતી વ્હેપારવ્હેવારના ધોરી રસ્તા ઉપર તેમ ખભાત ભરૂચ તથા સોરઠ ઉપર અમલ જમાવવાને માટે મધ્યવર્તી, એ જ એની ચડતીનુ ખરું કારણ તેજા, અમદાવાદની ઉત્પત્તિ વિષેની લાવણીઓમા અસાઉળનો ( કર્ણાવતીની આસપાસના અર્ધ તાબે થયેલા મુલકનો ) કોઇ ખાટ જાતિનો નાયક હશે તેની પુત્રીનુ નામ છે લાવણીઓ પ્રમાણે પાદશાહ તેજાને પરણ્યો તેથી અહી જ રહ્યો, અને અસાઉળ પાસે ભદ્રનો કિલ્લો બધાતા એ અસાઉળ અને કર્ણાવતી જ અહમદ-આબાદનુ નવુ નામ પામ્યુ, તથા પાદશાહતનો સિતારો ચડતો થવાથી એ નામે આગના નામ દાબી દીધા, નવા શહેરના મકાનો તળે જૂના ગહેરના ખડેરો દટાઇ જાય છે તેમ.

૧૧ સળગ સુરગ, જમીન તળે લાબો સાકડો રસ્તો ૧૩ ઇ. સ ૧૪૧૨, તેમ આગળ ઈ સ ૧૩૦૦ થી સ ૧૩૦૦ થી ૧૪૧૨ ગુજરાતની રાજધાની પાટણ

એમાં ચતુરાઇ છે એમ બતાવી લોકને ફોસલાવે છે કે મ્હને મોટો કવિ કહો " પણ જે કંઇ શબ્દ પ્રાસ અલંકાર તર્ક પ્રથમ સુઝે તેને જ ઝડપી લઇ કડીને આગળ ચલાવવાનું વલણ નર્મદમાં ય ઓછું નથી

**વિષય** ભૂતકાળની જાહોજલાલી અને વર્તમાન અવદશાનો વિરોધ

**અર્થ** ૧ તુજ શહેરના તેમ શહેર લોકના શહેરલોક તેજ શહેર-એક આત્મા બીજું શરીર, અને નર્મદ કહે છે, અહીં સુરતને સ્ત્રી કલ્પી છે

**બેહાલ**—નામ લેખે વાપર્યું છે આ તે હાલ ? ના રે, બેહાલ જ કહેવાય!

**બાકી**—બકિમા ફાકડી છેલછબીલી, હે બાકી તું કુંદનમાં જડાઇ કુંદનથી વિશેષ દીપતી હતી, તે કથીરથી પણ ઝાંખી અને ઓદામૂ થની બની

૨ બીજા બાજીરાવ પેશવાના રત્નજડિત ગણપતિ અને સુરતનગરી વચ્ચે આ ઉપમાની અર્ધ કડી ભીમરાવ કૃત કોટીનુર વિશેની વસંતતિલક કડી પ્રમાણે ગુજરાતી કવિતાનું એક રત્ન છે **સુકુમારો** સુકમાર (૧) ગણપતિ ન્હાનો અને ઉત્તમ કલાએ સુશોભિત (૨) સુરતનો દેહ નાજુક અને સુંદર બને સુકમાર (શોભીતા મહામૂલ્ય અને સ્વયમ્ રક્ષણે અશક્ત અબળા જેવા) બને વચ્ચે સ્થાયી સાધારણ ધર્મ આ એક **વેચાયો કડકે વ્હેચાયો** બને વચ્ચે બીજો સાધારણ ધર્મ કે આફતોને પરિણામે બને વેં ...ડે) થાના એકના કટકા થઇ જ ગયા બીજાના પણ થઇ ગયા—સુરતી અને શહેરીઓના ટોળા ઉપર ટોળા દેશદેશાન્તર જતા રહ્યા એક નાગ માગ્યું બીજું નામમાત્ર છે પ્રાકૃત કવિત પ્રમાણે વે કહે તે એક જ ગણે વેચાયો-વહેચાયો એને એક શબ્દ અને શ્લેષાલંકાર જ ગણે એ તે આ આખું વાક્ય શ્લેષોપમા છે

પછીની પંક્તિઓમાં સુરતની આગની જાહોજલાલી અને હાલની પડતી વચ્ચે વિરોધ સ્ત્રીદેહના અંગો અલંકાર આદિ વડે ઉંડી લાગણી અને નિશ્વાસ સાથે વર્ણવ્યો સુરજ જોડ અને તે ઉપરના રમ્ગી વાવટા તે નિબિડ સ્તન અને તે ઉપરના વિવિધ ચોળી વસ્ત્રાદિ અત્યારે ઢળી પડેલા નૂર વિનાના થાન ચળકતા નયન અત્યારે ફુલાવાળા ગાલ, ઓઠ, દાંત નાક, મુખ અને એકંદર રૂપ તે વખતના કેવા તો ભપકાદાર હતા તે સાભરતાં તે દરેકની અને તે સર્વની હાલની એકંદર સ્થિતિ છે તેથી પણ વધારે ખાવા ધાય એવી લાગે છે કરુણરસમય વિરોધાલંકાર સ્પષ્ટ છે સ્ત્રી રૂપે વર્ણન હોવાથી સજીવારોપણ ( personification ) પણ સ્પષ્ટ છે

† આવી કવિતા સામે ત્રણ જુદી જુદી દિશામાંથી ટીકાઓ થાય (૧) અલંકાર શાસ્ત્રીઓ ઉપમા, રૂપક પરંપરિત રૂપક સજીવારોપણ અતિશયોક્તિ, વિરોધ શ્લેષ,

---

† કડી ૩-ટિપ્પણ વાંચવું

યમક વગેરે અલંકારોની વ્યાખ્યા પ્રમાણેનાં આમાં લક્ષણો કેટકેટલાં નથી અથવા પૂરતાં સ્ફુટ નથી તે બતાવે. યોગ્ય છે. પણ અલંકાર પોતે પોતાને જ માટે નથી. કોઇ લક્ષણ-લક્ષણો ન હોવાથી કે અસ્ફુટ હોવાથી અર્થમાં જેટલી ક્યાશ રહેતી હોય તેટલા અંશમાં જ આવી ટીકા ઉપયોગી ગણાય. (૨) ચોખલિયા આની સામે ટીકા કરે કે સ્ત્રીનાં સ્તન વગેરેનું સૂચન પણ અનીતિમય,—તો એવું સંકીર્ણતાભર્યું ધોરણ વિચારવા જેવું પણ નથી. કમળારોગી બધું પીળું પીળું દેખે તેમ ચોખલિયો બધે જ અનીતિ કલ્પે છે. જ્યાં ને ત્યાં અથડાય છે. (૩) ભાવનાવાદી ( idealist ) આની સામે ત્રીજી જાતની ટીકા કરશે એ વર્ગના પંડિત કહેશે, આંખમાં ફૂલાં, ગાલમાં કુવા, નાક પર ચાંઠા, તાળુમાં દાંત સીડાય, ધુવડ જેવો દેખાવ, વગેરે બિભત્સ કુત્સિત છે, સુરુચિભંગ કરે એવી છે. આવી ટીકાઓમાં સત્ય હોય છે ખરું, પરંતુ તેનું મૂલ્ય કેટલું તે મતભેદનો વિષય છે. વાસ્તવિકતા અને સુરુચિ વચ્ચે વિરોધ પડે, તેમાં વાસ્તવિકતા ( realism ) અને સુરુચિમાંથી કોને કેટલી જતી કરવાની વારૂ ? આ પ્રશ્ન ઉપર મતભેદ સદાય રહેશે. શબ્દોથી આલેખાતો અર્થ ચિત્રોથી આંખે વળગતા અર્થ જેટલો ઉત્કટ નથી હોતો, ખાજાના ચિત્રમાં પણ વાસ્તવિક ખાજાની દુર્ગંધ નથી હોતી, નેત્રગ્રાહ્ય વાસ્તવિકતાજ હોઇ શકે; વગેરે કલા અને કલાસાધનોની જાણીતી મર્યાદાઓ જર્મન પર્યેષક લેસિંગ ( Lessing ) એના લાઓકૂન ( Laokoon ) ઉપરના ગ્રન્થમાં સુઝાડેલી સૂક્ષ્મ દૃષ્ટિનો ઉપયોગ કરીને, ટીકાકારે લક્ષમાં રાખવાની છે. વળી આ પણ નિર્વિવાદ છે કે વાસ્તવિકતાને ગાળી નાખીને સુરુચિ જ રાખવામાં આવે છે, તો ઊર્મિપ્રવાહ અને અર્થબોધ પણ ઓછો અને નબળો પડી જાય છે

૫ કારેલું અજબ, અસર ઉપજાવવામાં ચમત્કારિક, માયાવી. ખ આકાશ ધૂપ, તડકો, તાપ, દુઃખ. દુખદ ઉડતી ધૂળમાંની કાંકરી આંખમાં ભરાય તેથી દુઃખદ, એવા વિશેષ અર્થમાં આ લીટીને બાંધી લેવાની જરૂર નથી. કવિએ પોતાના ટિપ્પણમાં માત્ર એક દાખલો આપ્યો જાણીને સામાન્ય અર્થ લેવો



૩૧ ગુજરાતી ભાષા વિષે:

રોઇશું સંસ્કૃત દીક્ષિત બાળજીઓ—દલપતરામ ડાહ્યાભાઇ.

છંદ ત્રણ ભાગર, બે શાર્દૂલવિક્રીડિત, ૧ દોહરો, ૧ ઇંદ્રવિજય. ‡

‡ ઇંદ્રવિજય છંદ ૭ ભગણ+ગગ એ વર્ણમેળ ( બત્રીશા ) સવૈયાને જ ઇંદ્રવિજય કહે છે; એનાં બીજાં નામો પણ છે.

**વિષય** પ્રેમાનન્દે પણ લીધું, પાઘડી તો જ પ્હેરું જો... ...વગેરે વગેરે "પ્રાચીન કાવ્યમાલા" પ્રકટ થવા માંડી તે પ્હેલાં કોઇએ પણ સાંભળેલા નહીં એવા દાવાના ટેકામા ચોકખો પુરાવો રજુ થતો નથી, ત્યા સુધી ઇસવી ઓગણીશમી સદીમા ગુજરાતીઓમા ઉત્પન્ન થયેલી અસ્મિતાજન્ય મહેચ્છાઓ, ઊર્મિલ લોકોને ભૂતકાલમા પણ આરોપવી એટલી તો મીઠી લાગે છે, જે તેઓ એ પ્રલોભનમા તણાઇ જાય છે, એમ જ કહેવું પ્રાપ્ત થાય છે. અને વર્તમાન કાલમા જન્મેલી ઇષ્ટ વસ્તુનો ઉગમ ભૂતકાલમા આરોપવાનુ અશાસ્ત્રીય વલણ દેરો દેશમા કોઇ ને કોઇ રૂપે પ્રવર્તેલું જોવામા આવે છે એટલું બધુ સામાન્ય છે. માત્ર ગુજરાતીઓ આવી નબળાઇને વશ છે એમ કોઇ કહેતુ જ નથી. નર્મદ અને ક. દ. ડા એ આ મહેચ્છા સેવેલી એ વિષે તો શકા જ નથી પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે બન્નેએ તે સિદ્ધ કરવાને વર્ષો લગી રે આખો જન્મારો મથન કરેલુ અને ભોગ આપેલા, એ હકીકતો પણ નિર્વિવાદ છે. તો આ વાસ્તવિક મહત્તાની ઘટતી કદર કરવી નહી, ઓગણીશ-મી સદીના યુરોપમા ખીલી સર્વવ્યાપી બની બીજા ખડોમા પણ પ્રસરતી પ્રજાસ્મિતા (નેશનાલિઝમ nationalism) નો અહીં (પ્રાતે પ્રાતે) ફણગો ફૂટયો જેને વૃક્ષ ખીલતા કૉન્ગ્રેસની સ્થાપના રૂપ ફલ આવ્યુ, એ ચોકખા નિર્વિવાદ ઇતિહાસથી તો જાણે અભડાવુ, અને વિક્રમની અઢારમી સદીમા એ મહત્તા અહીં માત્ર ગુજરાતમા અરે માત્ર પ્રેમાનન્દના મગજમા સ્વયમેવ જન્મેલી એવી કલ્પના માત્રથી રાચવુ, પ્રેમાનન્દની મહત્તા પણ જે છે તે સમજવા માટે બુદ્ધિ યોજવી નહી, અને જેને માટે હજુ લગી પુરાવો આપી શકાતો નથી એવી આપણને મીઠી લાગતી મહત્તા એને આરોપવી તથા તેના મોટા વકીલ થઇને વાદાવાદીમા મ રડવુ-એ સર્વ આપણુ માનસ હજી કેટલુ તો અનૈતિહાસિક છે, તેનો જ પુરાવો પૂરો પાડે છે હા પ્રેમાનન્દ અને તેના પુત્ર વલ્લભ વિષેના સૌ સ્વીકારી શકે એવા પુરાવા રજુ કરો, તો તે પછી પણ જે કોઇ સામા પક્ષને વળગી રહેશે, તે દરેક વગર વાદાવાદીએ મૂર્ખા ઠરી જશે.

દલપતકાવ્ય ભાગ ૧ લાને આરમ્ભે ' ગુજરાતી ભાષા વિષે " એ વિષય છે, તે અહી લેતા છેલ્લો મનહર છોડી દીધો છે અને એ અ થયા પછી તરત આવતા દલપતરામે શ્રીમન્ત મહારાજા ખ ડેરાવને ભર દરબારમા સભળાવેલ મનહર અને દોહરો, આમા જોડી લીધા છે. વડોદરામા એ દરબાર ઇ. સ. ૧૮૬૩ મા થયો હતો જેની હકીકત માટે જુવો દલપત કાવ્યમા ગુર્જરીવાણીવિલાપ" એ વિષય.

બહુ લબાણ થઈ ગયુ ઉપની ત્રણ જાતની સભાઓ ઉપરાત દલપતરામનુ સ્થાન સ્વામીનારાયણી ભકત મડળીના કવિ લેખે તેમ શાગોપયોગી કવિતાના કવિ લેખે પણ ઊંચુ છે દલપત કાવ્યમા આમ ઓછામા ઓછી પાચ ભાત છે

વારુ 'બાપાની પીંપર ને આ તે પછી ઓગણીશ વર્ષે રચેલી કૃતિ સાથે સરખાવો આછી વિચારણા અને પુનરુક્તિના દોષ આમા નહીં જડે, શુ કહેવુ છે તે સુઝયુ નથી એવુ એકે સ્થાન આમા નહીં જડે વાક્છટા અને ચાતુર્યનો સારો નમૂનો છે એમ સ્વીકારવુ પડશે, વિષયની ગમ્ભીરતા અને કર્તાની નિખાલસ દઢ ભક્તિ પણ સ્પષ્ટ છે

અર્થ ૧ ભટ્ટોજી દીક્ષિત-સિદ્ધાન્ત કૌમુદી એ સસ્કૃત વ્યાકરણનો ક્તા 'શિક્ષા પાણિનીય ગણાય છે અને તેમા અરુ પરુના બહુવચન અરા પરાનો ઉચ્ચાર સૌરાષ્ટ્રી છટાથી કરવો એમ લખેલુ છે, તે 'શિક્ષા જે સમયની હોય તે 1 સમયે જે 'પ્રાકૃત' સૌરાષ્ટ્રમા ચાલતી તેને લાગુ પડે છે, વિક્રમના બારમા તેરમા સૈકા પહેલા જેનુ અસ્તિત્વ જ નહોતુ તે ગુજરાતી ભાષાને લાગુ ન જ પડે પરતુ આપણુ પ્રાકૃતોનુ ઐતિહાસિક જ્ઞાન યુરોપીય વિદ્યાએ ઐતિહાસિક દૃષ્ટિ ભાષાપ્રદેશમા લગાડી તે પછીનુ છે દલપતરામ એમના જમાનામા આવી ભૂલ કરે તે ક્ષન્તવ્ય કુદરતી છે દીક્ષિતે ભટ્ટોજિએ ભટ્ટોજી દીક્ષિતે નામના બને અગને વિભક્તિ પ્રત્યય એ સસ્કૃત રચના છે ગીર્વાણ વાણીશ્વરે સસ્કૃત વૈયાકરણોએ વૈયાકરણને વાણીશ્વર ગણવો એ મત હિન્દના સસ્કૃત-પ્રાકૃત યુગનો છે બીજી પ્રજાઓ અને ભાષાઓમા વૈયાકરણને એવુ ઉંચુ સ્થાન અપાતુ નથી અર્વાચીન ભાષાશાસ્ત્ર વ્યાકરણને સર્જક ગણતુ જ નથી

આપીરુચિ ઈશ્વરે દલપતરામને આમ કહેવાના હકક છે એ કવિ તો વાત પણ ઘણુ ખરુ નજ ભાષાના મજ છોડીને ગુજરાતીમા કવિતા લખવાનુ એમણે જાતે પોતાને માટે ઠરાવ્યુ, તેમા એમના એક ગુરુ સ્વામિનારાયણી સાધુ અને કવિ, દેવાનદ સ્વામીની સલાહ મુખ્ય બાહ્ય કારણ હતુ ભોળાનાથ ફાર્બસ વગેરે સાથે સમાગમ એ બીજુ મુખ્ય બાહ્ય કારણ હતુ

૨ મૂકીને 'વિનાય મા પગ વલ્લભ સાથે પ્રાસ મુલ્લભ શબ્દ મળ્યો છે. આ વલ્લભ તે પ્રેમાનન્દ પુત્ર નહીં 'જે વાણીથી જગતમા ભરી ભરુ વલ્લભને' તે વલ્લભ ગરબાસીમા ન કહી શકાય એટલે ગુજરાતના કવિઓએ જેને સોપાતી છે, અર્થ સ્પષ્ટ છે જો કે વાક્ય તોડ્યુ છે

૩ ઉપલી કડીમા મોટા મોટા કવિ કેટલાક સુચવ્યા; અહી કેટલાક મોટા રસિક ગ્રન્થો જણાવે છે લોકગીત ગરબી, ગરબા ભજન અને જૈન રાસોને પણ કવિ ભૂલ્યા નથી.

૪ ભાણ્ અનુસ્મુભાણ્ ભારતી સરસ્વતી ભાષાઓ ભભકો ગુંજ આપણા કાનને હવે આવી શબ્દાવલિ જરા ગ્રામ્ય લાગે છે ગુજરાતી ભાષા એટલી તો ઝડપથી બદલાતી જાય છે કે આજે કઠણ તે દશ વર્ષે સરળ થઇ જાય છે, આજે ગિષ્ટ તેમાનુ કેટલુક દશ વર્ષે જૂનવાણુ કે ગ્રામ્ય કે કોઇ કારણે કવિતા માટે અનુચિત પણ થઇ જાય છે

૫ સહાયતા ચાહના, ઉપાયતા ઉપાય નિશ્ચલ થઇને ગ્રન્થો વખાણ્યા પછી પરીક્ષકો દઢ રહી પક્ષાપક્ષી ન કરે ગ્રન્થના ગુણદોષ ઉપર જ નજર રાખીને તેને ન્યાય આપે, તો જ થોડા વર્ષમા ઘણી પ્રગતિ બની આવે તે સમયે વાઙ્મયની આ સ્થિતિ હતી એમા શકા જ નથી ૬ સ્વદેશી આપણી માનજા[illegible]



૩૨ માટીની ઝુંપડી

દુખિયાનો વિસામો રે—છગનલાલ અમીચદ પટેલ

છ.દ પદ. વિષય—આપણા દેશની દુર્દશા

અર્થ—૧ સતાય ગાઢ[illegible] અંગેજની ઘટામા થઈને દેખાય ન દેખાય એમ વહે

૨ દ્રૌપદી ચીર ખેચાયા ત્યારે અપુત્ર હતી ત્યારે હતી સતતિએ એમ બને છે

૩ આ કડીની પહેલી લીટી [illegible] શ ઇદુલાલ યાજ્ઞિક સપાદિત રાષ્ટ્ર ગીત'

(વિ સ ૧૯૭૯) અને શ. રા. હિમતલાલ અજારિયાની સગીત મજરી'

(૧૯૬૬) બન્નેમા જડે છે બાગ જમ આદિ કર્જનની લોહકમી સામેની ચળવળ દરમિયાન અમદાવાદમા પતાકડા રૂપે છપાયેલી પ્રત હવે શોધી જડે એમ નથી તેથી અહી જરા ફેરવી લઇને છાપી છે

૪ સીંચાણો શિકારી બાજ જમ અને જમડા જેવા જાલિમને માટે આ ઉપમા ગુજરાતી કવિતામા છેક નરસિહ મહેતાના સમયથી વપરાતી આવી છે લ્હારા બાગ ચોપાસ રાતુથી વીંટાઈ ગયેલા [illegible] જે કોઇ ક્યાય પણ જરા ઠગી ઠામ પડે તે શત્રુઓ તેમન હડધુત કરે છે ડયા હોય ત્યાથી ઉખેડી નાખે [illegible] ઉપરથી વળી મારગ્રુ પણ કરે છે એવો અર્થ જણાય છે પણ આ કૃતિમા એકથી વધુ ઠેકાણે બધ બેસતા અર્થની ખામી છે

૫ ચરણ કણ્ઠુ આ પાઠ 'સંગીતમંજરી'નો છે

૬ શણગારીશું આ અંશ આખી કૃતિના ભાવ સાથે વિસંવાદી છે.

કૃતિ કહેવું પ્રાપ્ત થાય છે જે કાવ્ય લેખે નબળી છે એની અસરકારકતા એના લયને તથા કહેવત જેવા થઇ ગયેલા અને ગદ્‌ગદ કરી મુકે એવા કેટલાક પદોની રે થણીને લીધે છે. 'માડી ત્હારી ગુંપડી', 'આછી જાડી રાબડી', 'રણવગડે દે માર', 'આજે ખાવા ધાતી રે', 'અ તે તું સધરતી રે' વગેરે પદોની સંગીતમય ધુન કાનમાં રમી રહે છે, આખા ચિત્તંત્રને ભીંજવે છે, અને લોકને ગદ્‌ગદ કરી મુકે છે. મતલબ કે આ બધએનું કરુણ સંગીત છે, ઉંચી કવિતા નથી આ કડીઓમાં તો કંઇકે અર્થ છે, સ્ફુટ અર્થ નહીં અને વિચારપ્રવાહને નામે આરતી એવું પણ ટહુક સંગીત ખૂબ અસરકારક હોય છે એ જાણીતું છે; ઢોર પખી આદિને પણ સ્પર્શી શકે અને અર્થ ગ્રહણ કરવાને અશક્ત પ્રાણીઓમાં આમ અસર ઉપજે છે, તે અર્થ બહારના ગુણોને લીધે જ હોઇ શકે એ દેખીતું છે. એવું સંગીત, સંગીત લેખે ઉચ્ચ અને કલામય, તથાપિ કવિતા તો શી રીતે કહી શકાય વળી આપણે કવિતાસદૃશ અને કવિત્વમય (પોયેટિકલ poetical) ઘણી વસ્તુઓને કહી નાખિયે છિયે,—દાખલા તરીકે બગીચા, મકાન, ગદ્ય, વક્તૃત્વ, નૃત્ય નદીતરંગો, વાદળોના રંગ આકૃતિ અને ગતિઓ પખીની ચેષ્ટાઓ, બાળલીલા—જેમાની એકે કવિતા નથી જ. અને આવા આના અન્વયોમાં કવિત્વમય જેવા શબ્દનો ઉપયોગ ઊર્મિલતા, ભાષાદારિદ્ર્ય, કે શબ્દોની પસંદગીમાં બેજવાબદારીનું પરિણામ હોય છે †



૩૩ શાન્ત સ્વસ્થ, કેસરી વિક્રશાલ વીર કેસરી:

લાંબા પ્હોળા મસારી—હરિ હર્ષદ ધ્રુવ

૭૬—૭૮નો અનુષ્ટુપ બીજા નવ જ વરા. અહીં વિરામ વિષે જરા જુવો. આ વરામાં વિરામ ગે ૧૪ મે અને ૨૧ મે અક્ષરે એટને પંક્તિ છેડે રાખવાનો.

† સરખાવો 'લિરિક' ઉપરના નિબંધમાં આરંભે ર્મિલ, ઊર્મિપ્રધાન, ઊર્મિમય ઊર્મિકાવ્ય આદિ શબ્દો વચ્ચેના અર્થભેદ. એ સ્થને વપરાયની વિવેકદૃષ્ટિ ઘણી વધારે વ્યાપક રીતે લાગુ પાડવાની છે સુંદર, રમણીય, મનોહર ભવ્ય કરુણ આદિ ઘણા શબ્દો કેવળ અવિચારે અને છેક અજુગતા અન્વયોમાં અડાની દેવાય છે ધ ॥ અને કે અદકચરા માણસો પોતે રસિક તો છે એવો દાવો આવા શબ્દો ખૂબ વાપરીને જાણે જાહેર કરના મા

ગર્ભિત ઉપમાન કે લક્ષ્ય લેખે સ્વિસ ગાર્ડસની સેનાને કેમ્પણે કોઇ મહાપ્રજાને પણ લઇ શકાય ગામ નેતા કવિતાનુ અર્થગૌરવ વધે છે અને બને કૃતિ અન્યોન્ય સંકળાઇ જાય છે બીજી લખતા પહેલી કર્તાને સાભરની હતી એ તો દેખીતુ છે

**કવિની લેખનશૈલી**—"ચંદ્ર" માસિક અને કુંજવિહાર નામે બે ત્રણ ધ્રુવની કવિતાઓનો શહ બનેમા મુદ્રણભૂલો બેશુમાર જોવામા આવે છે વિ પ્રકૃતિએ અતિ ચચળ અને અધીર ધારાની માફક ઠરી જ ન શકે એવા એમની કોઇક જ કૃતિમા આદિથી અત લગી એકાગ્રતા ટકેલી જોવામા આવે છે અને એમને જ્યા ત્યા જ્યારે ત્યારે આશ્ચર્યોક્તિઓ આવી જાય એવો જાણે સ્વભાવ પડી ગયેલો એને અવા સ્થળોમા આપણને વિચારશ્રેણી તુટતી અને અપૂર્ણ લાગે પણ એમને તો પોતાનુ લખાણ જેટલુ સચોટ તેટલુ અનુપમ પણ લાગે. આ કરતા પણ વધારે મુશ્કેલી એમણે વાક્યરચના અને શબ્દો સાથે લીધેલી અતિ છૂટથી પડે છે આ વિષય જાતે બીજા વિષયોમા પણ ઉંચા ગણાય એવો છે પરતુ આવા આવા દેષોને લીધે આ કૃતિઓ તો સ્થળે સ્થળે લખડાય છે

**અર્થ** જ્યાં રોળાઇ રહે છે દેદીપ્યમાનેમા ઉપટનો અલ્પપણુ એને દેહ અને કેશવાળી બન્ને પાસેની એની સિંહણ કંઇક છૂટ લઇ શકે પણ મર્યાદા જાળવીને જ કેસરી કોણ હશે જાતિની ગીત ઉપરથી જણાય છે કે આ શબ્દોનો અર્થ આવા કેસરીન છોડવાની (તેની તુલના કરવાની) મગદૂર કોની હોય જે !—એવો છે આગલી બધી મિતાક્ષર અને અસ્પષ્ટ વાક્યરચના કારણ જ કહેવાય

૨ તે વજ્રશક્તિ વગેરે સભી શક્તિ અત્યારે શાત છે તે ગર્જના અત્યારે **ક્યાં** છે, (થોડીવાર) શાત રહેલી છે અગ્નિના નવઝાળી ઝગઝગતા અગારા ઝરતી નેત્રજ્વાળ પણ એની આ સ્થિતિમા નથી જણાતી એ શ્રી એ પ્રતાપ એ અતુલ બલ અત્યારે તો હૃદયની વિભૂતિમા ઉપવનના કુંજવડ સકેલાઇ જઇ સૌમ્ય થઇ રહે છે તેના સૌમ્ય રૂપમ જ, માત્ર વિકટ અને આજ્ઞા દેતા તેજરાશિ પ્રસારનારી ઉગ્ર મુદ્રા અને નાખી દેહમા સ્ફુરે છે ૩ મધ્ય ઉન્હાળે નામ ધખી રહ્યો છે પણ આ સિંહરાજને આ પોતાના સ્વાભીન કુદરત છાયા કે શાંતિ આદિ બનના પ્રમાણમા પોતાની મેળે ધરી રહ્યો છે ૪-૫ પ્રતાપ વાસ ચ શૃંગાર અને નિર્દોષ આનદ ચારેમા રાજાધિરાજ અત્યારે તો રહેવા રૂપની અભિરુચિના પ્રસગ જ ન હોવાથી બાકીના ત્રણ ગુણમા વિહરે છે

(૨) "હા હા શુ રંજ!" જટિલની ટીકાથી જણાય છે કે કવિએ અહીં રંજ' શબ્દ 'ત્વરા' "ઝપટ"ના અર્થમા વાપર્યો છે અર્થ રહ્યો કવિના મગજમા અને શબ્દ લખ્યો અજ-ગ જ આદિ સાથે જોઇએ એવો! અને એમ પણ શી રંજ જોઈએ.

(૩) ભાજીને ચૂરા ઉરાડે–એ અર્થમા "ચૂર ભંજે!" ચાલે ખરુ વારુ?

શ્લોકનો પૂર્વાર્ધ અદ્ભુત કલ્પનાને આબાદ આલેખતી શબ્દશક્તિનો અનુપમ નમૂનો છે.

૩ આ શ્લોક સિંહનુ વર્ણન નથી, જેની સામે ઝઘડતા આવા સિંહના પણ ચૂરેચૂરા ઉડી જાય છે તે ક્રાતિનુ વર્ણન છે Revolution–ઉત્ક્રાતિ માટે ક્રાતિ શબ્દ આજે છેક સામાન્ય થઇ ગયો છે. એ શબ્દને એ અર્થમા પ્રથમ પ્હેલો વાપરનાર આ વિદ્વાન કવિ છે. "ક્રાતિએ" એ શબ્દ ચારે લીટીના અન્વયમા લેવો ધુમાવી ધુમાડાના ગોટગોટની આધિ ફેલાવીને "એક આકાર" એકાકાર કીધુ એમ હરી મિહિર=મિત્ર=વેદના દેવોમાનો મિત્ર=સૂર્ય. એટલે આ શબ્દ પ્રકાશના અર્થમા અહીં વાપર્યો લાગે છે. સૌએ=સૌ પી ઘેરીને ઘોળી પીધુ, ઘેરુ ઘટ્ટ કરીને પી ગઇ. આમ હોય તો "ઘેરીને' વાચવુ અથવા ઘેરી એ વાચવુ સીધું સડસડાટ, મોટા ધોધ પડે એમ શર–વહનિ–ઝરે બાણો (અને શસ્ત્રાસ્ત્ર માત્ર) રૂપે અગ્નિ વર્ષાવીને ચલાવ્યું વ્હેવડાવ્યુ

૪–૫ આવા ઘોર સમયમા મોઢુ કોની વ્હારે જઇ શકે વારુ? ભીરુ (૧) બ્હીકણ (૧) બેરુ, બિ'કુ ગમે તે એક અર્થ લેવો ભયવન ચોતરફ વ્યાપી ગ્હેલ કારમી ભયાનક સ્થિતિ (૧) પોતાના પક્ષની રક્ષા કોણ કરે? (૨) કોઇનો પણ રક્ષનાર કયો પક્ષ નીકળે વારુ? લક્ષ લક્ષેય લાખો, કરોડો સત્યના પક્ષની સરક્ષવી અને ઉગારવી ઘટે એવી સનાતન અમૂલ્ય વસ્તુની રક્ષા માટે હે કેસરી, તુ એકલો જ નીકળ્યો અને તુ કુદી પડયો, એ ધર્મયુદ્ધમા તુ ચડયો તે ચડયો ••• ગો અગ વીંધાઇ ગયા છિદ્રે છિદ્રે લોહી વહ્યા ધન્ય ત્હારી વીરશ્રી! ધન્ય ત્હારુ લોકોત્તર પરાક્રમ! ધન્ય તહારી અખડ આમરણાત રાજવટ! આ માનવજાતિરૂપ જનના ખરો અલંકાર તુ! આનુ જ નામ ભીષ્મ–વ્રત ક્ષત્રિયશિરોમણિ મહાભાગત –મુકુટમણિ પિતામહ ભીષ્મના જેવુ ચારિત્ર!

કૃતિઓનો રચનાકાલ અવગણીયે, વિકરાલ વીર કેસરીને પ્હેલી મુકિયે, શાન્ત સ્વસ્થ કેસરીને બીજી, અને બંને સાથે વાચિયે, તો શાન્ત સ્વસ્થ કેસરી પણ અનાકિત તેજે પૂરેપૂરી ખીલે છે અને અશોક ઍન્ટોનાઇનસ, કે અકબર જેવા

રાજવિરાજે દિગ્વિજય કરી શત્રુ માત્રને દષ્ટિમર્યાદાની બ્હાર પધરાવી દીધા, તે પછીના ઉત્તર કાળની એમની શબ્દ શક્તિનું અદ્‌ભુત ચિત્ર આપણી કલ્પનામાં ખડું થાય છે. અને એ પ્રમાણે કૃતિની ભવ્યતા પણ પૂરેપૂરી ખિલી રહે છે.



૩૪ કાન્તિની ઝંખના:

રઢીયાળી મઝમ રાતનાં સોણલાં—ઝવેરચંદ કાળીદાસ મેઘાણી

૭૦૬ પદ, રાગ માડ

વિષય. રા. રા. 'સ્નેહરશ્મિ' કાન્તિના રાસનું જ અંધકારની પશ્ચાદ્‌ભૂ ઉપર આછું ચિત્ર આલેખે છે, તો રા. રા. ઝવેરચંદ કાન્તિભાવ પાછળની મનોદશાને અહીં સુરેખસ કરુણ કવિતાની પીંછીએ ચિત્રે છે. કિશોરો અને યુવાનોની એ મનોદશા અહીં વિચારશીલ વાચનારને માટે તેની શક્તિ અશક્તિ બંનેમાં ખડી થાય છે. એક એક શબ્દ બરકતા છે શબ્દાર્થ સ્પષ્ટ છે. ઉર્મિકાવ્યતાનાં પૂરને પ્રકુરણ કવિઓ રેલે છે અને વધારે વેગવાન બનાવે છે, કવિતાકલાના પણ સાચા ઉપાસક રહીને, આવી આવી કૃતિઓ વડે. વ્યક્તિ કે બનાવવિષયક અતિશયોક્તિઓ અને બીજાં પ્રચારક પદો, માત્ર પદ્યરચનાઓ છે, કાવ્યો છે, પ્રજાની કવિતામાં સ્થાન પામે એવાં સમૃદ્ધ હોતાં નથી.

જેને આપણી જૂની પરિભાષામાં 'પ્રસાદ' કહે છે તેને જ હું કવિતાની સમૃદ્ધિ કહું છું લય, શબ્દ, અને અર્થ એ ત્રિપુટીમાં, અભિવ્યક્ત વિશેષોથી અતિ સૂક્ષ્મ મેળ સધીના અન્યોન્ય પ્રતિબિંબ રચનામાં સારી રીતે ઝીલાયા હોય તે જ રચનાનો પ્રસાદ વા તેની સમૃદ્ધિ છે. કેમકે કવિતાની પંક્તિ સામાન્યમાંથી અમર બની જાય છે. આ પ્રમાણે ત્રણે અંગ એક બીજાના પ્રતિબિમ્બ ઝીલતાં એક બીજાને સંપૂર્ણ વિકસાવે અને અજવાળે છે ત્યારે લય શબ્દ અને અર્થની એકરસતા તે પ્રસાદ વા સમૃદ્ધિ સરખાવો રોબર્ટ બ્રાઉનિંગ કૃત Abt Vogler કડી ૭ મી—"ત્રણ સુર મેળવતા એ પ્રસવાવે છે, ચોથો સુર નહીં, પણ તારો!"

પર્વતનો અર્થ એટલે ઉપર અગાધ આકાશ ને તળે અગાધ આકાશની વચ્ચે તરતો અર્થ, પોતાની બધી ઝીણી મોટી રેખાઓ અને ગતિઓ અન્યોન્યના સમન્વયમાં ધારી રહેલો અર્થ. કલાકારનો અર્થ ભાવપ્રધાન હોય છે, ત્યારે પણ અત્યંત વાસ્તવ હકીકતના જેટલી જ મહત્વનું અંગ ગણે છે, અને સૂક્ષ્મતાથી ધરામાં રેરા, સૃષ્ટિકથી સનાતન સમીના અતિતરસથી લગનગ નિશ્ચલ, બધા માપના બધી જાતના

ભાવ-ઊર્મિ-લાગણી-આન્દોલન-સ્પન્દ, તેમના અન્યોન્ય સમન્વયોમાં જોઇ રહેવામાં જ એને સુન્દરતાના દર્શન થાય છે, એને મોહ આશ્ચર્ય ભવ્યતાના અનુભવ મળે છે, એની કલ્પના સર્જક બની રહે છે. કવિતાકલાના જે ભગતોને તેની આ સમૃધ્ધિનો ખયાલ છે, અને તેના ઉપભોગસુખનો અનુભવ છે, તેઓ પદ્ય કે સંગીતના સ્વરૂ લેહકણાને, ચાલતા પ્રશ્નને અનુકૂળ અર્થ હોનાથી કે બીજા કોઇ નિમિત્તે, કવિતામા દાખલ કરાવવાના પ્રયત્નો વારંવાર થયા કરે તેથી જરાયે ક્ષુબ્ધ થતા નથી, એવા પ્રયત્નો જ્યા સુધી અજ્ઞ નિખાલસતાના અને ભૂલ ભરેલા તોય શુદ્ધ આદરભાવના હોય છે ત્યા સુધી

અર્થ સુગનર યુગપલટો ઉપજાવવાની અસાધારણ શક્તિઓવાળો મહા પુરુષ-ભડવીર. જીર્ણતા દારુણ થંભ શબ્દ ૧ અને ૨ નો અગર ૨ અને ૩ નો સમાસ ગણીને પણ અર્થ થઇ શકે, પરન્તુ ત્રણે શબ્દ છૂટા ગણી જીર્ણતાના દારુણ થંભો એવો અર્થ સારો છે, તો પાડિત્ય નકામુ. †

ૐ

૩૫ ભારતીય ક્રાન્તિનો રાસઃ

ઉગી આજ જગ આથમણી—ઝીણાભાઇ રતનજી દેસાઇ (સ્નેહરશ્મિ).

છંદ, રાસ લયને જ કર્તા મુખ્ય ગણે છે, અને તાલ સાચવે છે, માત્રામેળ કે પ્રાસની એમને બહુ પરવા નથી એમના ગેય રચનાઓમા બંગાળી સંગીત કાવ્યોના લયની છાયા એટલી તો આવે છે, કે તેમા ઠેકઠેકાણે અ નુ ઉચ્ચારણ પણ બંગાળી અ ના જેવુ કરવુ પડવાથી ગુજરાતી કાનને માધુર્ય ઓછુ થઇ જતુ લાગે છે

વિષય કર્તા આને 'શક્તિઓનો રાસ' કહે છે ભારતી એટલે સરસ્વતી કર્તા એ શબ્દને ભારતની દેવીના અર્થમા વાપરે છે તે અયોગ્ય પ્રયોગ છે સાચા પ્રયોગ માટે જુવો કૃતિ ૩૧ મી

અર્થ પૂર્વ અને પશ્ચિમ જાણે પૃથ્વીના બે પડખા પશ્ચિમના 'રજળકાળા" પૂરમા ડુબેલો પૂર્વ હવે જાગે છે, પ્રથમ ભારત જાગે છે, પછી તે પૂર્વને દીવડે દીવડે ચેતનવાટ જગાડે છે આથી પૂર્વમા નવો યુગ ઉગે છે, આખો પશ્ચિમ-પશ્ચિમે દાવ ચાલતો યુગ—સળગી ઉઠે છે. પૂર્વના નવા યુગમા પ્રકાશ વધશે અને પૂર્વ ચૂસનારો પૂર્વોપજીવી આજ લગી પ્રવર્તતો પશ્ચિમના યુગ બળી ખાખ થઇ જશે, એવો ધ્વનિ છે, જો કે કર્તાએ તે આવા ચોકખા શબ્દોમા કહેવાની દરકાર રાખી નથી. શબ્દાર્થ.

† કડી ૨-જગ વાચવુ.

૨૫૫૮ છે પ્રથમ ભારત જાગે છે, એ કથન ઇતિહાસવિરુદ્ધ છે. પ્રથમ જ યો જાપાન. બીજો પણ જાગો અને ફાળો તુર્કી ( Turkey ) અને આ બે ફાળ્યા છે, 'પશ્ચિમ' ની યોગ્ય કદર કરીને, 'પશ્ચિમ' જેવા બનીને, 'પશ્ચિમ'ને કાગળકાડું પૂર' બનીને નહીં. પ્રજા વાસ્તવ દર્શનમા નબળી અધ પુરાણમત અને રૂઢચુસ્ત જે કે હોય, તેના કવિઓ પણ મોટે ભાગે એ ખામીવાળા હોય. પુષ્કળ છું'ા, એવુ કશાંનુ એકાગ્રી વૈચિત્ર્ય છોડી દીધુ છે, કોઈક શબ્દ પણ ફેરવ્યો છે

રાસ સમુદાયપ્રેરિત નૃત્યગીતક ( ડાન્સિંગ સૌંગ Dancing Song ) ની એક જાતિ છે જૂના રાસોમાથી કોઈ કોઇમા અતિ ગભીર અર્થ સૂચનરૂપે અને પેટા રસ છાટરૂપે લેવામા આવે છે ખરા, અને આ રાસ અહીં પસંદ કરવાનુ કારણ એ છે કે આ નમૂનો જૂની પ્રણાલિકાની મર્યાદામા રહી તેની ખૂબીઓ અને પદ્ધતિ એનો સારો ખયાલ આપે છે પરતુ રા. રા ન્હાનાલાલ દલપતરામ કવિ અને બીજા કેટલાક રાસને છે તે કરતા વધારે ગભીર જાતિનુ કાવ્ય બનાવવાના પ્રયત્ન કરી રહ્યા છે, કાવ્યમા આવે તે બધી યે ફિલસૂફી મુકવાનુ નેબી સૂચન અગમ્ય પ્રેરણા સગીન ચિન્તન કલ્પનોડ્ડયન આદિ એ જૂની અને હલકી જાતિમા પણ રેડવાના પ્રયત્ન કરી રહ્યા છે, તે સાચી દિશામા હોય એમ મ્હને તો નથી લાગતુ રાસ ગરબી ગરબા વગેરે ઉપસાહિત્ય છે, સાહિત્ય ખરુ પણ હલકુ ( લાઇટ light ) પર્વે પર્વે સ્થળે સ્થળે પ્રસગે પ્રસગે કાલોચિત નવતરવાને પોતામા વણી લઇને પણ જૂના ઢાળામા પરિચિત પદાવલિઓ અને સુપરિચિત ભાવોને વહેવડાવતુ નિર્મલ અને સર્વભોગ્ય ગીત નૃત્ય લાગણી અને સૌની સમજમા એકદમ ઉતરી જાય એવો નિયાસ્ગુની આડી વણાટ સજીવન રાખવુ, રેલાવવુ ઘરકે ઘરકે નવા ઉછરેલા કિશોર કિશોરીને તેનો ચસ્કો લગાડવુ શેરીએ શેરીએ લગભગ ઘેર ઘેર એવા શુદ્ધ અને ઉદ્દીપક સંસ્કારો ફેલાવવુ અને કૃતકૃત્ય થવુ સાચુ પરમ્પરાપ્રાપ્ત સ્વરૂપ આ જ અને તેને ન વીસરવામા, તેને ઉંચે ન ફેલાવવામા ડહાપણુ છે, ઉચ્ચ આશરે પણ એને ઇજા થઇ બેસશે તો આપણી સંસ્કૃતિના એક સર્વભોગ્ય સુન્દર વિશિષ્ટ અંગનો આજ સુધી ઊતરી આવેલો વારસો આપણે ગુમાવી બેસીશુ. સાહિત્ય અને કલાના પ્રદેશોમા સુધારણાનો જુસ્સો સૂક્ષ્મ તલસ્પર્શી વાસ્તવિક જ્ઞાનની મર્યાદાઓમા રહીને જ ન વર્તે તો આશય સુધારણાનો બેશક, તથાપિ—હાનિકારક જ નીવડે કલા અને સાહિત્યના પ્રદેશ આટલી વધારે રૂઢિપ્રીતિ અને વારસા વફાદારીના અધિકારી છે

રાસ ગરબી ગરબા આદિના સગીતને શાસ્ત્રીય અને ઉન્નત રાગરાગણીવડે

"સરકારવા "ના પ્રયત્નને પણ દિશાભૂલ ગણું છું. શાસ્ત્રીય ઉન્નત રાગરાગણીની સંગીતકળાનો વિરોધી હું એકલા માટે નહીં. હું ઝીલી શકું છું તેટલો એ મહાકળાનો હું પણ ભોગી હોવાનો દાવો નમ્રપણે અહીં નોંધી રાખું ■ પરન્તુ રાસ ગરબી ગરબામાં બધા સ્ત્રીપુરુષ આખો યે આમવર્ગ ભોગવી શકે ઝીલી શકે અને સાચવી શકે એવું સંગીત જ હોય. સંગીત કલાના ઉસ્તાદી વિહારો અને શાસ્ત્રીય ચડાવો એમાં અસ્થાને છે.

રાસ સમૃદ્ધાતિની ખરી દિશા-મ્હારા અધીન મતે- એમાં અર્ધગાણીયું, રાજકીય ભાવના, આદિ રેડવાની નથી, એમાં યુરોપીય નાચ ( ડાન્સ ) અને કુચ ( માર્ચ )ના લય ધીરે ધીરે વણી લેવાની છે.



૩૬ જનની સેવામાં પ્રાણદાન :

જનનીસેવનનો— ચ દુલાલ મણિલાલ દેસાઇ (વસન્તવિનોદી.)

છન્દ પદ, કામણ દીસે છે અલબેલાના—એ કવિ દયારામની શઢ. કડીની બે પંક્તિ આજની ગીતના માપની

પાઠ છે"ની કડી ઇ. સ. ૧૯૧૬ માં પ્રકટ થયેલ "ટહુકાર" માં નીચે મુજબ છે—

રેલાવે ■ વધુ કહેવારો

કિસ્મત કૃપાથી ભારતી હિત કાયા દળે રે

એમ છે પણ ભારતી=સરસ્વતી, ભારત નહીં, એટલે એ પાઠ ભ્રષ્ટ. ઇ. સ ૧૯૧૯ થી આજ લગીમાં ગવાતુ સાભળેલુ તેમાં કોઇ વખત એ આવ્યો છે તે પાઠ સાભળવામાં આવતા, તે ઠીક જાણી ' રાષ્ટ્રગીત "ની મ્હારી નકલમાં નોંધી રાખેલો, ક્યારે અને કયા સાલમેળો, તે યાદ નથી

અર્થ ૨ વદને જનનીના. પુર પુરું ગૌરવ સાજે શોભાઓ, અનકારો, એના એક પછી એક દેખાવો જાણે પગે પગે યથાયોગ્ય સાલ કરી જ રહ્યા છે, મૂક શીખ દઈ જ રહ્યા છે †



૩૭ મૃગચર્મ

કિઙન્તી કન્યાની પુરપથ ઉડી–દેસાળજી કાનજી પરમાર.

છન્દ ભિન્ન છન્દોના સુઘટિત મિશ્રણની પ્હેલ કાન્તે 'વસન્તવિજય" (૧૮૮૯) થી કરી, શિખરિણીને અસ્વસ્ત કરવાની પ્હેલ પણ એમણે જ ' ઉદ્ગાર " ( બુદ્ધિ-

† કડી ૩–પિતર વાયગ.

